# મૂળ ગીતામાં
# શ્રીકૃષ્ણ-અર્જુન સંવાદ

લેખક
**સ્વામી વિદ્યાનંદ સરસ્વતી**

અનુવાદક
**ભાવેશ મેરજા**

પ્રકાશક
**આર્ય સમાજ**
નવાડેરા, ભરૂચ-૩૯૨૦૦૧

'मूल गीता में श्रीकृष्णार्जुन संवाद' नो
ગુજરાતી અનુવાદ

---

સંસ્કરણ : પ્રથમ

પ્રકાશન તિથિ : ચૈત્ર સુદ ૫ - સં.૨૦૫૬
૧૦ એપ્રિલ-૨૦૦૦
(આર્યસમાજનો ૧૨૫મો સ્થાપના દિન)

સૃષ્ટિ સંવત : ૧,૯૬,૦૮,૫૩,૧૦૦

પ્રત : ૨૦૦૦

પ્રકાશક : આર્યસમાજ, નવાડેરા,
ભરૂચ-૩૯૨ ૦૦૧

## ● આભારદર્શન ●

આ પુસ્તક પ્રકટ કરવાની અમારી યોજનામાં વૈદિક સાહિત્યના અનન્ય ભક્ત, ધર્મનિષ્ઠ **શ્રી મહેન્દ્રકુમારજી કપૂર** (મુંબઈ)ના ઉદાર આર્થિક સહયોગ બદલ અમો તેમની પ્રત્યે ધન્યવાદપૂર્વક કૃતજ્ઞતા વ્યક્ત કરીએ છીએ.

**પ્રકાશક : આર્યસમાજ-ભરૂચ**

**કિંમત : ૫/- રૂ.**

---

**મુદ્રક : આકૃતિ પ્રિન્ટર્સ,** અમદાવાદ, ફોન : ૨૭૬૦૪૬૭

# • ભૂમિકા •

ભારતીય આધ્યાત્મિક મનીષાની શ્રેષ્ઠ અભિવ્યક્તિ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં થયેલી છે. શતાબ્દીઓથી આ ગ્રંથ આર્ય જાતિની આધ્યાત્મિક, દાર્શનિક, નૈતિક તથા કર્તવ્યપરક ધારણાઓનો વિશ્વકોશ બની રહ્યો છે. ગીતા વ્યાસ પ્રણીત મહાભારતનો એક અંશ માત્ર છે, જેમાં કૃષ્ણ-અર્જુનના સંવાદના બહાને માનવજાતિનાં શ્રેય તેમ જ પ્રેયની સુંદર મીમાંસા કરવામાં આવી છે. તથાપિ આ ગ્રંથના વર્તમાન સ્વરૂપ તથા તત્કાલીન પરિસ્થિતિગત પરિપ્રેક્ષ્યને લઈને અનેક પ્રશ્નો ઉત્પન્ન થાય છે. શું યુદ્ધ માટે સંનદ્ધ, પરસ્પર શત્રુવત્ આચરણ કરનારી બે સેનાઓની વચ્ચે ઊભા રહીને બે વ્યક્તિઓનો આ પ્રકારનો દીર્ઘકાલીન સંવાદ - અને એ પણ યુદ્ધના ઔચિત્યથી દૂર હટીને ઇતર વિષયો સંબંધિત - સંભવ છે ?

આવા અને આને મળતા આવતા પ્રશ્નો અનેક મનીષીઓએ અને વિચારકોએ સમય સમય પર ઉઠાવ્યા છે. ભારતીય નવજાગરણના પુરોધા દયાનંદ સરસ્વતીએ જોકે ગીતાની પ્રામાણિકતા વિષયક કોઈ સ્પષ્ટ રાય નથી આપી, તથાપિ તેમણે તેના કેટલાક શ્લોકો પ્રસંગોપાત્ત ઉદ્ધૃત કર્યા છે. પોતાના એક શિષ્ય ભૂમિત્ર શર્માને તેમણે પોતાની દષ્ટિએ ગીતામાં પ્રક્ષિપ્ત કરવામાં આવેલા શ્લોકોની એક સૂચિ પણ આપી હતી, જેના આધારે પં. ભૂમિત્ર શર્મા તથા પં. ભીમસેન શર્માએ પોતપોતાનાં ગીતા-ભાષ્યો લખ્યાં.

આર્યસમાજના એક બીજા વિદ્વાન સ્વામી આત્માનંદ સરસ્વતીએ 'વૈદિક ગીતા'ના રૂપમાં પ્રક્ષિપ્ત સમજવામાં આવતા શ્લોકોને પૃથક્ કરીને આ વિશ્વપ્રસિદ્ધ ગ્રંથની ટીકા લખી. આવો જ તર્કપૂર્ણ પ્રયાસ સ્વામી વિદ્યાનંદ સરસ્વતીનો પણ છે, જેમણે **'મૂળ ગીતામાં શ્રીકૃષ્ણ-અર્જુન સંવાદ'** નામના શોધ-નિબંધમાં મહાભારતમાં ગીતાની સ્થિતિ સંબંધી પ્રશ્નનું સમાધાન પોતાની આગવી દષ્ટિએ શોધવાનો પ્રયત્ન કર્યો છે. સાથે સાથે તેમણે ૫૭ જેટલા શ્લોકો પણ સાર્થ પ્રસ્તુત કર્યા છે, જેને ગીતાનું મૌલિક કલેવર કહી શકાય છે. આ સઘળો પ્રયાસ વિદ્વાનોના વિચારાર્થ જ છે, કારણ કે આજે પાંચ

સહસ્રાબ્દીઓ વ્યતીત થઈ ગયા પશ્ચાત્ મહાભારતકાલીન ઘટનાઓ તથા તે સમયના આર્યોની વૈચારિક સંપદાની તથ્યગત જાણકારીને નિર્વિવાદપણે કઠિન જ માનવામાં આવશે. વિદ્વાન લેખકનો એવો આગ્રહ પણ નથી કે તેમના દ્વારા પ્રસ્તુત વિચારોને પાઠકો સર્વાત્મના સ્વીકાર કરી જ લે. આવા જ પ્રકારની સિત્તેર શ્લોકી ગીતાને શોધવાના તથા પ્રકાશિત કરવાના અન્ય પ્રયાસો વિગત સમયમાં પણ થયેલા છે.

સુધી ચિંતક તથા શાસ્ત્રીય અધ્યયનમાં ગહન રુચિ ધરાવતા મારા યુવક મિત્ર શ્રી ભાવેશ મેરજાએ આ ઉત્તમ કૃતિને અનૂદિત કરીને ગુજરાતી પાઠકો માટે સુલભ બનાવી છે, તે માટે તેઓ સારસ્વત સમાજના સાધુવાદને પાત્ર છે.

દયાનંદ અધ્યયન સંસ્થાન,
૮-૪૨૩ નંદનવન,
જોધપુર (રાજસ્થાન) ૩૪૨૦૦૮
ચૈત્ર વદ ૫, સં. ૨૦૫૬

**- (ડૉ.) ભવાનીલાલ ભારતીય**

॥ ओ३म ॥

# મૂળ ગીતામાં શ્રીકૃષ્ણ-અર્જુન સંવાદ

ગીતામાં જે કાંઈ કહેવાયું છે તે શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે યુદ્ધભૂમિમાં થયેલા સંવાદનું વૃત્તાંત છે, જે સંજયે યુદ્ધમાં ભીષ્મ પડ્યા પછી યુદ્ધભૂમિ પરથી પાછા ફરીને રજૂ કર્યું છે. વિચારણીય છે કે આ વૃત્તાંતનો પ્રતિપાદ્ય વિષય શો છે ? મીમાંસકોએ કોઈ પણ ગ્રંથ, પ્રકરણ કે વાક્યના તાત્પર્યનો નિર્ણય કરવામાં ઉપયોગી થાય તેવો એક સર્વમાન્ય શ્લોક આ મુજબ રચેલો છે :

**उपक्रमोपसंहारौ अभ्यासोऽपूर्वता फलम् ।**
**अर्थवादोपपत्ती च लिंगं तात्पर्यनिर्णये ॥**

આ શ્લોક મુજબ કોઈ પણ ગ્રંથના તાત્પર્યને નક્કી કરવા માટે સાત બાબતો ઉપર વિચાર કરવો જરૂરી છે. આ સાત બાબતો આ મુજબ છે : ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફળ, અર્થવાદ અને ઉપપત્તિ.

આમાં સૌ પ્રથમ આવે છે : **ઉપક્રમ** અને **ઉપસંહાર**, અર્થાત્ ગ્રંથનો આરંભ અને અંત. કોઈ પણ મનુષ્ય કોઈ ખાસ પ્રયોજન અથવા હેતુને સિદ્ધ કરવાના ઉદ્દેશથી ગ્રંથ લખવાની શરૂઆત કરે છે; અને તે વિશિષ્ટ હેતુ જ્યારે સિદ્ધ થઈ જાય છે ત્યારે તે ગ્રંથની સમાપ્તિ કરે છે. એટલે ગ્રંથકારના તાત્પર્યને સમજવા માટે સૌ પ્રથમ તેના ઉપક્રમ અને ઉપસંહાર ઉપર વિચાર કરવો જોઈએ. આદિ-અંતના આધારે તાત્પર્યનું જ્ઞાન થઈ જાય પછી એ જોવું જોઈએ કે ગ્રંથમાં કઈ વાતનો **અભ્યાસ** જોવા મળે છે અર્થાત્ ગ્રંથમાં કઈ વાત વારંવાર કહેવામાં આવી છે. કારણ કે ગ્રંથકારને જે વાત સિદ્ધ કરવી હોય છે તેના સમર્થનમાં તે થોડાક ભિન્ન શબ્દોમાં અથવા અનેક જાતનાં તર્ક-પ્રમાણો પ્રસ્તુત કરી વારંવાર પોતાના મનના ભાવને પ્રગટ કરતો રહે છે; અને 'આથી આ સિદ્ધ થાય છે' અથવા 'માટે આમ કરવું જોઈએ' એમ ફરી ફરીને એક જ નિશ્ચિત સિદ્ધાંત કહે છે. તાત્પર્યનિર્ણયનું ચોથું સાધન છે : **અપૂર્વતા** અર્થાત્ પ્રતિપાદ્ય વિષયનું વૈશિષ્ટ્ય, નવાપણું, સામાન્ય પ્રવાહથી જુદાપણું. જ્યાં

સામાન્ય લૌકિક બુદ્ધિનો પ્રવેશ ન હોય તેવા જ અર્થમાં શાસ્ત્રપ્રવૃત્તિની સફળતા રહેલી છે. કોઈ પણ ગ્રંથકાર જ્યારે ગ્રંથ લખવા બેસે છે ત્યારે તે એવો નિશ્ચય કરે છે કે 'હું લોકોને કોઈ એવી વાત કહું, જે મારા પહેલાં અન્ય કોઈએ કહી ન હોય'. આથી ગ્રંથનું તાત્પર્ય નક્કી કરવા માટે અપૂર્વતા ઉપર પણ વિચાર કરવો જોઈએ. જે વિષયમાં પ્રકરણનું તાત્પર્ય છે તે મુજબ આચરણ કરવાથી જે ઉપલબ્ધિ કે પ્રાપ્તિ થાય છે, તેને **'ફળ'** કહેવામાં આવે છે. અમુક ફળ મળવું જોઈએ અથવા થાય, એવા હેતુથી ગ્રંથ લખવામાં આવતો હોઈ તેના પરિણામ ઉપર ધ્યાન આપવાથી પણ ગ્રંથકારના આશય અથવા તાત્પર્યને સારી રીતે સમજી શકાય છે. ત્યાર પછી આવે છે : **અર્થવાદ.** મુખ્ય પ્રતિપાદ્ય અર્થના માહાત્મ્યને પ્રદર્શિત કરવા માટે જે બંધબેસતાં કથન કરવામાં આવે છે, તેને 'અર્થવાદ' કહે છે. 'મારે મુખ્યતઃ કઈ વાત પ્રતિપાદિત કરવી છે' એ નિશ્ચિતપણે જાણતો હોવા છતાંય ગ્રંથકાર ક્યારેક ક્યારેક પ્રસંગવશાત્ બીજી અનેક વાતોનું પણ વર્ણન પોતાના ગ્રંથમાં કરે છે. જેમ કે, કોઈ બંધબેસતું દૃષ્ટાંત આપવું, સમાનતા કે ભેદ બતાવવો, પ્રતિપક્ષનો દોષ બતાવીને સ્વપક્ષની સ્થાપના માટે અલંકાર વગેરેથી કામ લેવું વગેરે. વિષયાંતર જેવું પ્રતીત થતું હોવા છતાંય પોતાની વાતનું મહત્ત્વ બતાવવા અથવા તેને વધારે સારી રીતે સ્પષ્ટ કરવા માટે જે અનેક બાબતોનું વર્ણન ગ્રંથકાર પ્રસંગાનુસાર કરે છે (જે સર્વથા સત્ય જ હોય તેવો નિયમ નથી), તેને 'અર્થવાદ' કહેવામાં આવે છે. સ્તુતિ અથવા પ્રશંસાની આવી અર્થવાદાત્મક વાતોને છોડી દઈ ગ્રંથનું તાત્પર્ય ઠરાવવું જોઈએ. આટલું થઈ જાય પછી છેલ્લે **ઉપપત્તિ**નો વિચાર કરવો જોઈએ. કોઈ વિશિષ્ટ વાત સિદ્ધ કરવા માટે પ્રતિકૂળ પ્રમાણોનું ખંડન કરી અનુકૂળ પ્રમાણોને યુક્તિપૂર્વક રજૂ કરતાં જવું, એ 'ઉપપત્તિ' અથવા 'ઉપપાદન' કહેવાય છે. ઉપક્રમ અને ઉપસંહાર રૂપ આદિ-અંતનાં બે બિંદુઓનો નિશ્ચય થઈ જાય પછી વચ્ચેનો માર્ગ અર્થવાદ અને ઉપપત્તિની મદદથી ખુલ્લે છે. અર્થવાદની મદદથી એ માલૂમ પડે છે કે આ ગ્રંથમાં મુખ્ય વાત કઈ છે અને આનુષંગિક અથવા ગૌણ વાત કઈ છે ? ગ્રંથકાર ઉપપત્તિની મદદથી આનુષંગિકની ઉપેક્ષા કરી મુખ્યના ઉપપાદનમાં પ્રવૃત્ત થાય છે; માટે વાંચનાર કે ગ્રંથપરીક્ષક પણ આ બાબતો પર સમ્યક્ પ્રકારે વિચાર કરી

ગ્રંથતાત્પર્યનો નિર્ણય કરી શકે છે.

મીમાંસકોએ ઘડેલો આ નિયમ સાર્વભૌમ-સનાતન હોવાથી પ્રત્યક્ષ તથા પરોક્ષ રૂપે સર્વમાન્ય છે. **પરંતુ મનુષ્યની દૃષ્ટિ જ્યારે સાંપ્રદાયિક અથવા સંકુચિત થઈ જાય છે ત્યારે તે પ્રમાણભૂત ધર્મગ્રંથોમાં પોતાના જ સંપ્રદાયનું પ્રતિપાદન થયેલું છે એવું સિદ્ધ કરવા માટે યેન કેન પ્રકારેણ મથામણ કરે છે.** આમ જ્યારે તે અગાઉથી જ નિશ્ચિત કરેલા પોતાના જ સંપ્રદાયના અર્થને સત્ય માનવા લાગે છે, અને એવું સિદ્ધ કરી બતાવવાનો પ્રયાસ કરવા લાગે છે કે તમામ ધાર્મિક ગ્રંથોમાં તે જ અર્થનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, ત્યારે તે એ વાતની બિલકુલ પરવા નથી કરતો કે આવો તદન ગેરવાજબી આગ્રહ સેવી તે મીમાંસાશાસ્ત્રના નિયમોનું ઉલ્લંઘન કરી રહ્યો છે.

**પરંતુ અહીં આ પ્રકારના સાંપ્રદાયિક દૃષ્ટિકોણથી સર્વથા પૃથક્ રહી, મીમાંસકો દ્વારા નિર્દિષ્ટ ઉપક્રમ, ઉપસંહાર વગેરે સાધનો દ્વારા જ ગીતાના તાત્પર્યને રજૂ કરવામાં આવ્યું છે.**

મહાભારતનું યુદ્ધ શરૂ થતાં પહેલાં જ્યારે બંને પક્ષની સેનાઓ યથાસ્થાને ગોઠવાઈ ગઈ, ત્યારે ભીષ્મપિતામહે યુદ્ધ શરૂ કરવા માટે પોતાનો શંખ ફૂંક્યો. સૈનિકો એકબીજા ઉપર શસ્ત્રો ફેંકવા લાગ્યા. એટલામાં અર્જુનને વૈરાગ્ય થઈ ગયો અને તે બ્રહ્મજ્ઞાનની મોટી મોટી વાતો કરવા લાગ્યો, અને વિમનસ્ક થઈ સંન્યાસ લેવા માટે તૈયાર થઈ ગયો. ત્યારે તેને તેના ક્ષાત્રધર્મમાં પ્રવૃત્ત કરવા માટે શ્રીકૃષ્ણે 'ગીતા'નો ઉપદેશ આપ્યો. અર્જુન જ્યારે બંને સેનાઓની વચ્ચે ઊભો રહી એ જોવા લાગ્યો કે મારે આ યુદ્ધક્ષેત્રમાં કોની સાથે લડવું પડશે, ત્યારે તેને ત્યાં વૃદ્ધ ભીષ્મપિતામહ, ગુરુ દ્રોણાચાર્ય, ગુરુપુત્ર અશ્વત્થામા, વિરોધી બની ગયેલા પોતાના જ બંધુબાંધવ કૌરવો તથા અન્ય સંબંધીઓ, અનેક રાજાઓ, રાજપુત્રો તેમ જ લાખો સૈનિકો અને હાથી-ઘોડા વગેરે નજરે પડ્યા. આ દૃશ્ય જોઈ તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, શું એક નાનકડા હસ્તિનાપુરના રાજ્ય માટે મારે આ બધાને નિર્દયતાપૂર્વક મારવા પડશે અને મારા કુળનો નાશ કરવો પડશે ? આવા યુદ્ધની ભયાનકતા અને તેને કારણે થનારા મહાન પાપના ભયથી તેનું મન એકદમ ક્ષુબ્ધ થઈ ગયું. એક તરફ તેનો ક્ષાત્રધર્મ તેને લલકારી રહ્યો હતો કે યુદ્ધ કર, જ્યારે બીજી તરફ

પિતૃભક્તિ, ગુરુભક્તિ, બંધુપ્રેમ અને સુહૃદપ્રીતિ જેવા અનેક ધર્મો તેને યુદ્ધથી વિમુખ થવા માટે વિવશ કરી રહ્યા હતા. અંગ્રેજીના પ્રસિદ્ધ કવિ એલેક્ઝાન્ડર પોપે એક જગ્યાએ લખ્યું છે :

**Two things in human nature reign,**
**Passion to urge and reason to restrain.** - *Essay on Man*

અર્થાત્ ભાવના મનુષ્યને આગળ ધકેલે છે, જ્યારે તર્ક તેને અંકુશમાં રાખે છે. અર્જુન માટે આ બહુ જ મોટું સંકટ હતું. જો યુદ્ધ કરે તો પોતાના જ કુળની, ગુરુજનોની અને બંધુબાંધવોની હત્યા કરવાથી મહાપાપનો ભાગી બને; અને જો યુદ્ધ ન કરે તો ક્ષાત્રધર્મથી પતિત થયેલો સમજવામાં આવે. એક તરફ કૂવો તો બીજી તરફ ખાઈ. અર્જુન જોકે કોઈ સાધારણ પુરુષ ન હતો, તથાપિ ધર્મ-અધર્મના આ મહાસંકટમાં પડયો હોવાથી તેનું મુખ સુકાવા લાગ્યું, શરીરમાં કંપન અને રોમાંચ થવાં લાગ્યાં, હાથમાંથી ધનુષ સરી પડવા માંડ્યું, અને 'હું યુદ્ધ નહિ કરું' એમ કહી તે રથના પાછળના ભાગમાં બેસી ગયો. પછી તે મોહવશ થઈને કહેવા લાગ્યો : "પિતા સમાન પૂજ્ય ગુરુજનો, ભાઈ-બંધુઓ અને મિત્રોની હત્યા કરી, અને એ રીતે કુળનો સર્વનાશ કરીને રાજ્યનો એક ટુકડો મેળવવા કરતાં તો ભીખ માગીને જીવન ગુજારવું વધારે સારું છે. મારા શત્રુઓ ભલે મને શસ્ત્રરહિતને હણી નાખે, પરંતુ હું મારા સ્વજનોની હત્યા કરીને તેના લોહીથી ખરડાયેલાં સુખ-ઐશ્વર્યોને ભોગવવા માગતો નથી. ભાઈને મારો, ગુરુનો વધ કરો, પોતાના કુળનો નાશ કરવો પડે તો એ પણ કરો—શું આ જ ક્ષાત્રધર્મ છે ? ભાડમાં જાય આવો અનર્થકારી ક્ષાત્રધર્મ ! અમારા શત્રુઓ દુષ્ટ છે; તેઓ ધર્મ-અધર્મ જાણતા નથી. પરંતુ તેથી શું આપણે પણ તેમની સાથે પાપમાં પ્રવૃત્ત થવું ? કદાપિ નહિ. મને તો આ ઘોર હત્યા અને પાપ શ્રેયસ્કર જણાતાં નથી." આ પ્રકારના વિચારો કરતાં કરતાં અર્જુનનું મન ડામાડોળ થઈ ગયું.

કર્માકર્મ-સંશયના આવા અનેક પ્રસંગો શોધી કાઢીને અથવા કલ્પિત કરીને તેની ઉપર મોટા મોટા કવિઓએ સરસ કાવ્યો તથા ઉત્તમ નાટકોની રચના કરી છે. ઉદાહરણ તરીકે શેક્સપિયરનું પ્રસિદ્ધ નાટક 'હેમ્લેટ' લઈએ, જેમાં ડેન્માર્કના રાજકુમાર હેમ્લેટનો કાકો પોતાના રાજકર્તા ભાઈ, એટલે કે હેમ્લેટના પિતાનું ખૂન કરીને તેની પત્ની એટલે કે હેમ્લેટની માતાને પોતાની

પત્ની બનાવીને રાજગાદી ઉપર બેસી જાય છે. આથી રાજકુમાર હેમ્લેટના મનમાં દ્વંદ્વ મચી જાય છે કે, મારે હવે શું કરવું ? આવા પાપી કાકાનો વધ કરી પુત્રધર્મ અનુસાર પિતૃઋણમાંથી મુક્ત થવું કે પછી પોતાના કાકા અને હાલમાં માતાની સાથે લગ્ન કરી લીધા હોઈ પિતાની સ્થિતિમાં આવેલા આ વર્તમાન તખ્તનશીન રાજાની ગઈગુજરી ભૂલી જઈ તેની ઉપર દયા કરવી ? આવા મોહમાં પડેલો કોમળ અંતઃકરણ ધરાવતો હેમ્લેટ પાગલ થઈ ગયો, અને અંતે 'જીવવું કે મરવું'* એની જ ચિંતા કરતો કરતો આત્મહત્યા કરવા માટે વિવશ થઈ ગયો. કેટલું સારું થયું હોત, જો તેને તે ઘડીએ કોઈ હિતેચ્છુ માર્ગદર્શક મળ્યો હોત તો !

અર્જુન ભાગ્યશાળી હતો કે તેને શ્રીકૃષ્ણ જેવો પરમહિતૈષી અને નીતિમાન ઉપદેશક મળી ગયો. કિંકર્તવ્યમૂઢ થઈને તે શ્રીકૃષ્ણના શરણમાં ચાલ્યો ગયો અને કહ્યું : 'હું આપનો શિષ્ય છું, મને માર્ગ સૂઝાડો'— **'शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ।'** ત્યારે તેને ક્ષાત્રધર્મમાં પ્રવૃત્ત કરવા માટે શ્રીકૃષ્ણે જે કાંઈ કહ્યું, તેને જ 'ભગવદ્ગીતા'ના નામથી અભિહિત કરી મહર્ષિ વેદવ્યાસે પોતાના મહાકાવ્ય 'જય' (મહાભારત)માં રજૂ કર્યું છે. શ્રીકૃષ્ણના ઉપદેશનું પરિણામ એ આવ્યું કે જે અર્જુન પહેલાં ભીષ્મ વગેરે ગુરુજનોની હત્યાના ભયને કારણે યુદ્ધથી પરાઙ્મુખ થઈ ગયો હતો, એ જ અર્જુન હવે પોતાનું યોગ્ય કર્તવ્ય સમજી પોતાની સ્વતંત્ર ઇચ્છાથી યુદ્ધમાં પ્રવૃત્ત થઈ ગયો.

ગીતાના તાત્પર્યને સમજવા માટે તેનાં ઉપક્રમ, ઉપસંહાર અને પરિણામ ઉપર અવશ્ય ધ્યાન આપવું જોઈએ. ગીતાના ઉપદેશનો ઉપક્રમ અર્થાત્ આરંભ ત્યારે થયો, જ્યારે અર્જુન 'હું યુદ્ધ નહિ કરું' **('न योत्स्य')** કહી, ધનુષ-બાણ હેઠાં મૂકી, મારવાને બદલે મરવા માટે તૈયાર થઈ, રથની પાછલી

---

* To be or not to be - that is the question;
Whether it is nobler in the mind to suffer
The stings and arrows of outrageous fortune
Or to take arms against a sea of troubles,
And by opposing end them ? To die, to sleep...
But that the dread of something after death,
The undiscovered country, from whose bourne,
No traveller returns — puzzles the will..
Thus conscience does make cowards of us all.

*- Hamlet, Act III, Scene I*

બેઠક ઉપર બેસી જાય છે; અને આ ઉપદેશનાં ઉપસંહાર અર્થાત્ સમાપ્તિ ત્યારે થાય છે, જ્યારે અર્જુન શ્રીકૃષ્ણના આદેશ મુજબ 'આપનાં વચન પ્રમાણે કરીશ' (**'करिष्ये वचनं तव'**) કહી યુદ્ધ કરવા માટે તૈયાર થઈ જાય છે. ગીતાના ઉપદેશમાં વચ્ચે વચ્ચે પણ શ્રીકૃષ્ણ અનુમાનદર્શક મહત્ત્વના પદ **'तस्मात्'** અર્થાત્ 'તેથી'. પદનો પ્રયોગ કરીને અર્જુનને એ જ નિશ્ચયપૂર્વક કર્મબાંધક ઉપદેશ આપતા રહ્યા છે. જેમ કે, **'तस्माद्युध्यस्व भारत'** (૨.૧૮) 'માટે હે અર્જુન ! તું યુદ્ધ કર !', **'तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः'** (૨.૩૭) 'તેથી હે કૌંતેય ! યુદ્ધ માટે નિશ્ચય કરીને તું ઊઠ !', **'तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर'** (૩.૧૯) 'તેથી આસક્તિરહિત થઈને કરવાના કર્મનું તું સારી રીતે આચરણ કર !', **'कुरु कर्मैव तस्मात्त्वम्'** (૪.૧૫) 'માટે તું કર્મ કર !' **'मामनुस्मर युद्धय च'** (૮.૭) 'મારું સ્મરણ કરીને યુદ્ધ કર !', **'तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून् भुङ्क्ष्व राज्यं समृद्धम्'** (૧૧.૩૩) 'માટે હે અર્જુન ! તું ઊઠ, શત્રુઓને જીતી યશ મેળવ અને સમૃદ્ધ રાજ્ય ભોગવ !', **'युद्धयस्व जेतासि रणे सपत्नान्'** (૧૧.૩૪) 'યુદ્ધ કર, રણમાં તું શત્રુઓને જીતીશ' વગેરે. ઉપદેશની સમાપ્તિ વખતે શ્રીકૃષ્ણે અર્જુનને પૂછ્યું : 'હે પાર્થ ! શું મેં કહેલો આ ઉપદેશ તેં એકાગ્ર ચિત્તે સાંભળ્યો ? અને હે ધનંજય ! આથી તને અજ્ઞાનથી થયેલો મોહ નાશ પામ્યો ?' (૧૮.૭૨) આ પ્રશ્નના ઉત્તરમાં અર્જુને જણાવ્યું : 'હે અચ્યુત ! આપની કૃપાથી મારો મોહ નાશ પામ્યો છે અને મને મારા કર્તવ્યનો બોધ થઈ ગયો છે. હવે હું આપનાં કહ્યાં પ્રમાણે કરીશ.' (૧૮.૭૩) 'આપનાં કહ્યાં પ્રમાણે કરીશ', પરંતુ હવે કહેવા માટે બાકી જ શું રહ્યું હતું ? શ્રીકૃષ્ણ વારંવાર એક જ વાત કહેતાં રહ્યા હતા કે, 'યુદ્ધ કર, યુદ્ધ કર...', અને પરિણામે અર્જુન યુદ્ધ માટે તૈયાર થઈ ગયો. પછી તો તે એવો લડ્યો કે એક પ્રસંગે તો આવેશમાં આવી જઈ મોટાભાઈ યુધિષ્ઠિર સુધ્ધાંને મારવા માટે તૈયાર થઈ ગયો. જો શ્રીકૃષ્ણ તે ઘડીએ વચ્ચે પડ્યા ન હોત તો યુધિષ્ઠિરનું મૃત્યુ નિશ્ચિત હતું. *(દ્રષ્ટવ્ય : વનપર્વ)*

**આ રીતે તાત્પર્યનિર્ણય માટે નિર્ધારિત કરવામાં આવેલા નિયમો અનુસાર ગીતાનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય યુદ્ધથી વિરત થયેલા અર્જુનને યુદ્ધમાં પ્રવૃત્ત કરવા સિવાયનો અન્ય કોઈ સિદ્ધ થતો નથી.**

શ્રીકૃષ્ણને સારથિ બનાવી, ધનુષ-બાણ લઈ, રથ ઉપર સવાર થઈ, અર્જુન યુદ્ધભૂમિમાં શા માટે ગયો હતો ? નિશ્ચિતરૂપે યુદ્ધ કરવા જ તો ગયો હતો. તેને એ વાતની પણ અગાઉથી ખબર હતી કે મારા પ્રતિદ્વંદ્વી કોણ છે, જેને મારે મારવાના છે ? પ્રતિદ્વંદ્વીઓમાં મુખ્ય કોણ છે, એ પણ તે સારી રીતે જાણતો હતો. આથી બંને સેનાઓની વચ્ચે ઊભા થઈને તેને આ બધુંય જાણવાની જરૂર પણ ક્યાં હતી ? જોયેલા જ હતા, અને જોતાં જ અર્જુનના મનમાં કેટલીક શંકાઓ ઊઠી હતી, જે તેને યુદ્ધમાં પ્રવૃત્ત થવામાં બાધક બની રહી હતી. આથી શ્રીકૃષ્ણનો ઉપદેશ એ શંકાઓના સમાધાન પૂરતો જ મર્યાદિત રહેવો જોઈતો હતો. પોતાના મનને ઉદ્વિગ્ન કરનારી શંકાઓ તથા યુદ્ધના પરિણામસ્વરૂપે ઉત્પન્ન થનારી હાનિઓને અર્જુને શ્રીકૃષ્ણ સમક્ષ આ રૂપે પ્રસ્તુત કરી હતી :

૧. પૂજ્ય ગુરુજનો અને બંધુબાંધવોની હત્યામાં હું કલ્યાણ નથી જોતો.
૨. જેમને માટે રાજ્ય, ભોગો અને સુખો ઇષ્ટ છે, તેઓ બધા તો અહીં મરવા માટે ઊભા છે.
૩. જેમને મારીને હું ત્રણેય લોકનું રાજ્ય પણ ઇચ્છું નહિ, તો એક પૃથ્વીના રાજ્ય માટે તેમને કેમ મારું ?
૪. ભલે એ બધા આતતાયીઓ છે, તોપણ સ્વજનોને મારીને અમે સુખી કેમ થઈએ ?
૫. લોભથી ચિત્ત મલિન થયેલાં હોવાથી તેઓ ભલે કુળનાશથી થતા દોષને અને મિત્રદ્રોહના પાપને ન જોઈ શકે, પરંતુ કુળનાશથી થતા દોષને સમજનારા અમને આ પાપમાંથી બચવાનું કેમ ન સૂઝે ?
૬. કુળનો નાશ થતાં સનાતન કુળધર્મો નાશ પામે છે.
૭. કુળધર્મો નાશ પામતાં આખા કુળને અધર્મ દબાવી દે છે.
૮. અધર્મના દબાણથી કુળની સ્ત્રીઓ દૂષિત થાય છે.
૯. સ્ત્રીઓ દૂષિત થાય ત્યારે વર્ણસંકર પ્રજા જન્મે છે.
૧૦. વર્ણસંકર પ્રજા કુળઘાતીઓ તથા કુળને નરકમાં લઈ જાય છે. એવાં કુળોમાં ઉપેક્ષિત પિતૃઓ અન્ન-જળના અભાવમાં કષ્ટ ઉઠાવે છે.

૧૧. આ દોષોને કારણે સમસ્ત જાતિધર્મો અને પરંપરાગત કુળધર્મો વિચ્છિન્ન થઈ જાય છે.

૧૨. જેમના કુળધર્મો વિચ્છિન્ન થઈ જાય છે તેમને સદા દુઃખરૂપી નરક ભોગવવું પડે છે.

૧૩. તો શું આ દુઃખ અને ચિંતાની વાત નથી કે અમે રાજ્યસુખના લોભથી સ્વજનોની હત્યા કરવા તૈયાર થયા છીએ ?

૧૪. શું એ કરતાં તો શસ્ત્રરહિત અને પ્રતિકાર નહિ કરતા મને શસ્ત્રધારી કૌરવો રણમાં મારે તો તેથી મારું અધિક કલ્યાણ નહિ થાય ?

૧૫. પૂજાયોગ્ય ભીષ્મ અને દ્રોણાચાર્ય સામે હું યુદ્ધમાં બાણોથી શી રીતે લડું ?

૧૬. શું આવા મહાનુભાવ વડીલોને ન મારતાં આ લોકમાં ભિક્ષા માગીને પેટ ભરવું એ વધારે સારું નથી ?

૧૭. શું વડીલોને મારીને અહીં તેમના લોહીથી ખરડાયેલા અર્થ અને કામરૂપ ભોગો ભોગવવા મારા માટે ઉચિત છે ?

૧૮. શું અમે જાણીએ છીએ કે યુદ્ધમાં અમે જીતીશું કે તેઓ અમને જીતશે ?

૧૯. શું પૃથ્વી પર શત્રુ વિનાના અને સમૃદ્ધિવાળા રાજ્ય પરનું મારું આધિપત્ય પણ ઇન્દ્રિયોને શોષી લેનારા મારા આ શોકને શમાવી શકે તેમ છે ?

૨૦. દૈન્યથી મારી સ્વાભાવિક વૃત્તિ નષ્ટ થતાં મારા ધર્મસંબંધે અર્થાત્ કર્તવ્યસંબંધે મારું મન મોહમાં પડેલું છે; માટે જે નિશ્ચયપૂર્વક શ્રેયસ્કર હોય તે મને કહો.

શું શ્રીકૃષ્ણે પોતાના ઉપદેશમાં અર્જુનના આ પ્રશ્નોના ઉત્તર આપ્યા છે ? મારા માનવા પ્રમાણે તો એકમાત્ર ૧૮મા પ્રશ્નને છોડીને બાકીના પ્રશ્નોને તો તેમણે સ્પર્શ પણ કર્યો નથી. પરંતુ એવું તો શી રીતે બની શકે કે, શ્રીકૃષ્ણ જેવા વિદ્વાન અને પ્રૌઢ વક્તા (वदतां श्रेष्ठतमः – व्यास) એ ઉત્તર ન આપ્યા હોય ? અને અર્જુન પણ ઉત્તર મેળવ્યા વિના ક્યાં છોડે તેમ હતો ? આપણે આગળ જતાં જોઈશું કે, મહાભારતમાં જેમ સમય સમય પર શ્લોકો ઉમેરવામાં આવ્યા છે, તેમ તેમાંથી શ્લોકો કાઢી પણ નાખવામાં આવ્યા છે.

ગીતા મૂળ તો મહાભારતનો જ એક ભાગ છે. માટે સંભવ છે કે આ વધઘટમાં જ શ્રીકૃષ્ણે આપેલા ઉત્તર પણ નીકળી ગયા હોય. આ પ્રશ્નોમાં પણ પ્રક્ષેપની સંભાવનાથી ઇનકાર નથી થઈ શકતો. અસ્તુ.

ભગવદ્ગીતા એ મહાભારત અંતર્ગત ભીષ્મપર્વના ૨૫થી ૪૨ સુધીના અધ્યાયોનું નામ છે. મહાભારતને વ્યાસની રચના માનવામાં આવે છે. પરંતુ વર્તમાનમાં જોવા મળતા મહાભારતના રચયિતા વ્યાસ નથી. હકીકતમાં વ્યાસજીએ તો વર્તમાનમાં પ્રચલિત એક લાખ શ્લોક ધરાવતા મહાભારતનું નામ પણ સાંભળ્યું ન હતું. તેમણે તો મહાભારતના પ્રથમ શ્લોકમાં જેનો ઉલ્લેખ છે તે 'જય' નામનો ગ્રંથ જ બનાવ્યો હતો, જેમાં માત્ર ૮-૧૦ હજાર શ્લોક જ હતા. પાછળથી તેમાં અનેક શ્લોકો ઉમેરવામાં આવ્યા અર્થાત્ પ્રક્ષેપ થતો ગયો, અને તેનું કલેવર વધતું ગયું. કોણે, ક્યારે, કયાં અને કેટલું પ્રક્ષિપ્ત કર્યું, એ નક્કી કરવાનો કોઈ ચોક્કસ આધાર ન હોવાથી વિદ્વાનો આ વિષયમાં એકમત નથી. તથાપિ એટલું તો નિશ્ચિત છે કે સમય સમય પર અનેક વિદ્વાનોએ વ્યાસ રચિત મૂળ ગ્રંથમાં અનેક શ્લોકો પ્રક્ષેપ કર્યા છે. સંસ્કૃત સાહિત્યના પ્રામાણિક વિદ્વાન શ્રી ચિંતામણ વિનાયક વૈદ્યે વર્તમાનમાં પ્રચલિત મહાભારતના ત્રણ કર્તાઓનો સ્વીકાર કર્યો છે. 'જય'નું વ્યાસરચિત હોવું તો નિર્વિવાદ છે. વ્યાસના જ એક શિષ્ય વૈશમ્પાયને કેટલાંક શ્લોકો વધારી 'જય' ને 'ભારત' એવું નામ આપી દીધું. આ 'ભારત'ની શ્લોક સંખ્યા ૨૪ હજાર બતાવવામાં આવે છે. ત્યાર પછી સૌતિએ બીજા ૭૬ હજાર શ્લોકો ઉમેરી તેને 'મહાભારત'ના નામથી પ્રતિષ્ઠિત કર્યું. સૌતિ કથાવાચક હતા, અને એવું માનવામાં આવે છે કે મહાભારતનાં બધાં જ આખ્યાનો તેમણે જ લખેલાં છે. આથી સંભવ છે કે શ્રોતાઓના મનોરંજન માટે આખ્યાનોની રચના કરતી વખતે તેમણે સિદ્ધાંતો પ્રત્યે ધ્યાન ન રાખ્યું હોય. શ્રોતાઓની સાથે થયેલા પ્રશ્નોત્તરોને કારણે પણ સૈદ્ધાંતિક ત્રુટિઓ થઈ શકે છે. પૂર્વાપર વિરોધી અને શાસ્ત્ર વિરોધી તમામ વાતો નિશ્ચિત પ્રમાણોના અભાવમાં સૌતિના માથે પણ ઓઢાડી શકાય નહિ. માટે, વિવશ થઈને એ જ માનવું રહ્યું કે, વ્યાસજીની મૂળ રચનામાં જુદા જુદા સમયે જુદી જુદી વ્યક્તિઓ દ્વારા પ્રક્ષેપ થતો રહ્યો છે. મહાભારતમાં સૌતિને પુરાણોના વિદ્વાન પણ બતાવવામાં આવ્યા છે. આથી

સ્પષ્ટ છે કે સૌતિ પુરાણોત્તરકાળના કથાવાચક હતા. પુરાણોનો સમય મહાભારતના યુદ્ધના સમયની સરખામણીમાં ખૂબ જ અર્વાચીન છે. પુરાણોની રચના તો અંગ્રેજો ભારતમાં આવ્યા ત્યાર પછી પણ થતી રહી છે, જે નિમ્ન શ્લોક પરથી સ્પષ્ટ છે :

**रविवारे च सण्डे च फाल्गुने चैव फर्वरी ।**
**षष्टिश्च सिक्सटी ज्ञेया तदुदाहरमीदृशम् ।।**

*- ભવિષ્ય પુરાણ, પ્રતિસર્ગ, ખં-૧, અ-૫*

માટે પુરાણોના આધારે સૌતિનો કાળ નિશ્ચિત થઈ શકે તેમ નથી.

એવું પણ પ્રતીત થાય છે કે, જે રીતે સાંપ્રદાયિક લોકો પોતાને અનુકૂળ હોય તેવા વિચારોનો ઉમેરો કરતા રહ્યા છે, તેવી જ રીતે પોતાને પ્રતિકૂળ લાગતા વિચારોને કાઢતા પણ રહ્યા છે. સૌતિએ મહાભારતની શ્લોક સંખ્યા એક લાખ બતાવી છે, પરંતુ સૌતિએ બતાવેલી આ સંખ્યા કરતાં મહાભારતમાં ૪ હજારથી લઈ ૧૫ હજાર જેટલા શ્લોકો ઓછા જોવા મળે છે; કારણ કે કુંભકોણ સંસ્કરણમાં લગભગ ૯૬ હજાર શ્લોક છે, અને કલકત્તા સંસ્કરણમાં ૮૫ હજાર શ્લોક છે. આથી સ્પષ્ટ છે કે મહાભારતમાંથી અનેક શ્લોકો કાઢી પણ નાખવામાં આવતા રહ્યા છે.

અમારો પ્રતિપાદ્ય વિષય અહીં મહાભારત ન હોઈ ગીતા સુધી જ સીમિત છે, અને મહાભારતનો આ ભાગ મૂળ રૂપે જરૂર વ્યાસરચિત છે. લોકમાન્ય તિલકનું આ વિષે કહેવું છે : "હાલની ગીતા પણ મહાભારતકારની આગળના ગ્રંથોને આધારે જ લખેલી છે, નવી રચેલી નથી, એ ઉઘાડું છે. તથાપિ મહાભારતકારે મૂળની ગીતામાં કાંઈ જ ફેરફાર કર્યો નહિ હોય એમ પણ નિશ્ચય સાથે કહી શકાય નહિ". *(ગીતારહસ્ય, ગુજરાતી આવૃત્તિ-૧૯૭૩, પૃ. ૫૨૯)*

મહાભારતના આદિપર્વમાં આવતા નિમ્ન બે શ્લોકો આ પ્રસંગમાં ખૂબ જ મહત્ત્વપૂર્ણ છે :

**वेदानध्यापयामास महाभारतपञ्चमान् ।**
**सुमन्तुं जैमिनिं पैलं शुकं चैव स्वमात्मजम् ।। ८९**

**प्रभुर्वरिष्ठो वरदो वैशम्पायनमेव च ।**

**संहितास्तैः पृथक्त्वेन भारतस्य प्रकाशिताः ।। ९०**

અર્થાત્ સર્વશ્રેષ્ઠ વરદાતા વેદવ્યાસે ચારેય વેદ અને પાંચમો વેદ મહાભારત સુમંતુ, જૈમિનિ, પૈલ, પોતાના પુત્ર શુકદેવ તથા વૈશમ્પાયનને ભણાવ્યા. પછી આ પાંચેય શિષ્યોએ પાંચ જુદી જુદી ભારતસંહિતાઓ રચીને પ્રકાશિત કરી.

આ રીતે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ દ્વારા મહાભારતનાં ભિન્ન ભિન્ન પાંચ સંસ્કરણો પ્રકાશિત થયાં. ભલે એક જ વિષય પર લખવામાં આવ્યું હોય, તોપણ પાંચેય વિદ્વાનોનાં ચિંતન અને અભિવ્યક્તિમાં સમાનતા હોઈ શકતી નથી. માટે આ પાંચેય સંસ્કરણોમાં પણ સારો એવો ભેદ રહ્યો હશે. હાલમાં ઉપલબ્ધ મહાભારત આ પાંચેયમાંથી કોની રચના છે, એ શી રીતે જાણી શકાય? તો પછી તેને પ્રામાણિક કે અન્યથા કહેવાનો આધાર શો હોઈ શકે છે?

પ્રક્ષેપનો તો નિષેધ થઈ શકે તેમ નથી. એ પણ નિશ્ચિત છે કે આ પ્રક્ષેપ કોઈ એક પર્વ કે અધ્યાય પૂરતો જ સીમિત નહિ રહ્યો હોય. એ તો સંપૂર્ણ મહાભારતની અંદર થયો હોવો જોઈએ. જો હાલમાં પ્રચલિત લક્ષશ્લોકી મહાભારત (અસલમાં 'જય') આરંભમાં ફક્ત ૮-૧૦ હજાર શ્લોકોનું જ હતું, તો હાલના એક લાખ શ્લોકો ધરાવતા મહાભારતમાં સમાયેલી ૭૦૦ શ્લોકોની ગીતા પણ મૂળ મહાભારતમાં ૬૦-૭૦ શ્લોકોમાં જ સમાપ્ત થઈ જતી હોવી જોઈએ. શું આ પ્રકારે માનવું યુક્તિયુક્ત નથી જણાતું? એવું પણ હોઈ શકે કે આગળ જણાવેલાં પાંચેય સંસ્કરણોમાંથી વિલુપ્ત થઈ ગયેલું કોઈ સંસ્કરણ એવું પણ રહ્યું હોય કે જેમાં ૮-૧૦ હજાર જ શ્લોકો હોય; અને જેમાં આપવામાં આવેલો ગીતાનો ઉપદેશ પણ ૬૦-૭૦ શ્લોકોમાં જ પૂરો થઈ જતો હોય; અને જેમાં બીજી બધી જે તે વાતો ન કરી, શ્રીકૃષ્ણે યુદ્ધથી વિમુખ થઈ ગયેલા અર્જુનના પ્રશ્નોના તર્કસંગત, બોધગમ્ય તથા સૂત્રાત્મક અર્થાત્ જેટલા હકીકતમાં જરૂરી હોય તેટલા જ સંક્ષિપ્ત ઉત્તરો આપ્યા હોય.

**પ્રક્ષેપોને કારણે અનેક વ્યક્તિઓની કૃતિ બની જવાથી વર્તમાન ગીતામાં પરસ્પર-વિરુદ્ધ, પુનરુક્તિ તથા અપ્રાસંગિક-કથન જેવા અનેક દોષો નજરે પડે છે.** ઉદાહરણ તરીકે –

બીજા અધ્યાયના ૨૩મા શ્લોકમાં **'नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः'** કહ્યા પછી આગલા જ શ્લોકમાં **'अच्छेद्योऽयमदाह्योऽयम्'** કહેવાની શી આવશ્યકતા હતી ? જેને શસ્ત્ર છેદી ન શકે તેનું 'અચ્છેદ્ય' હોવું અને જેને અગ્નિ બાળી ન શકે તેનું 'અદાહ્ય' હોવું એ તો સ્વયંસિદ્ધ છે. આ જ શ્લોકમાં આવતા 'સર્વગતઃ' શબ્દ પરથી પણ તેનું ક્ષેપક હોવું સિદ્ધ થાય છે. આ પ્રકરણ જીવાત્મા સંબંધી છે. જીવાત્મા તો એકદેશી છે; તેને 'સર્વગતઃ' શી રીતે કહી શકાય ? આવી જ રીતે **'अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः'** (૨.૧૮) કહ્યા પછી **'न हन्यते हन्यमाने शरीरे'** (૨.૨૦) કહેવાની પણ કંઈ જ જરૂર ન હતી. **'अजो नित्यः शाश्वतोऽयं पुराणो'** (૨.૨૦)ની સાથે **'न जायते म्रियते वा कदाचित्'** (૨.૨૦) કહેવા પાછળનો શો ઉદ્દેશ હતો ? **'जातस्य ही ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च'** (૨.૨૭)ના સિદ્ધાંતનું નિરૂપણ કરતી વેળા **'न जायते म्रियते वा कदाचित्'** (૨.૨૦), **'अथ चैनं नित्यजातं'** (૨.૨૬), **'देही नित्यमवध्योऽयं'** (૨.૩૦), **'न त्वेवाहं जातु नासं'** (૨.૧૨) વગેરેનું કથન કરવું એ શું વ્યર્થ સમય નષ્ટ કરવા જેવું ન હતું ? બીજા અધ્યાયના ૫૮, ૬૦ અને ૬૬મા શ્લોકમાં ઇન્દ્રિયનિગ્રહની વાત ખૂબ જ સારી રીતે, વિસ્તારપૂર્વક કહી દીધી હોવા છતાંય ફરી એની એ જ વાત થોડા ભિન્ન શબ્દોમાં આગળના ૬૭-૬૮મા શ્લોકમાં કહેવાની શી જરૂર હતી ? વ્યાખ્યાનો કે પ્રવચનોમાં પોતાની વાત પર ભાર મૂકવા માટે એકની એક વાત ફરી ફરીને કહી શકાય છે, પરંતુ જે પરિસ્થિતિમાં ગીતાનો ઉપદેશ આપવો પડ્યો હતો, તે અવસ્થામાં તો જરૂર કરતાં એક પણ વધારાનો શબ્દ બોલવા માટેનો અવસર કે ઔચિત્ય જ ક્યાં હતું ?

આ જ અધ્યાયમાં ૪૫મો **('त्रैगुण्यविषया वेदा...')** અને ૪૬મો **('यावानर्थ उदपाने...')** શ્લોક અસ્થાને હોવાથી પ્રક્ષિપ્ત ઠરે છે. આ પ્રકરણ તો નિષ્કામ કર્મ વિષયક છે. આ બંને શ્લોકોની આગળ-પાછળ અર્થાત્ ૪૩-૪૪ તથા ૪૭-૪૮મા શ્લોકોમાં નિષ્કામ કર્મનું નિરૂપણ કરવામાં આવ્યું છે. એવી અવસ્થામાં વચ્ચેના બે શ્લોકોમાં પણ પ્રકરણ અનુસાર નિષ્કામ કર્મ વિષે જ કંઈક કહેવું જોઈતું હતું. પરંતુ પ્રચલિત ગીતાના આ વચ્ચેના બંને શ્લોકોમાં તો સ્પષ્ટ રૂપે વેદોની નિંદા જ કરવામાં આવી છે; જે ત્યાં બિલકુલ જ અપ્રાસંગિક છે.

આમ ગીતામાં પુનરુક્ત, પરસ્પર-વિરુદ્ધ અને પ્રકરણ-વિરુદ્ધ વાક્યોની ભરમાર છે. વેદોના પ્રગલ્ભ વિદ્વાન અને વેદાંતસૂત્રોના રચયિતા મહર્ષિ વેદવ્યાસ દ્વારા સંપાદિત યોગિરાજ શ્રીકૃષ્ણ જેવા પ્રૌઢ વક્તાના ઉપદેશમાં આ પ્રકારના દોષો તો શોધવા જતાંય નહિ મળવા જોઈએ. પરંતુ હાલમાં પ્રચલિત ગીતામાં આ પ્રકારના દોષો અનેક સ્થાને દૃષ્ટિગોચર થાય છે. આ દોષો માટે ન તો શ્રીકૃષ્ણ જવાબદાર છે, અને ન તો વેદવ્યાસ જવાબદાર છે. એ માટે જવાબદાર છે પેલા અજ્ઞાત કુળશીલ વિદ્વાનો કે જેઓ પોતાનાં સાંપ્રદાયિક મંતવ્યોની પુષ્ટિ માટે સમય સમય પર મનગમતા શ્લોકો પ્રક્ષિપ્ત કરી ગીતાના કલેવરને વધારતા-ઘટાડતા રહ્યા છે.

જે સ્થિતિમાં અર્થાત્ યુદ્ધમાં પ્રવૃત્ત થયેલી બે સેનાઓ વચ્ચે ઊભા રહી આ સંવાદ થયો હતો, તેમાં વિષયાંતર કે વિસ્તાર માટે કોઈ અવકાશ, અવસર કે ઔચિત્ય જ ન હતું. ત્યાં તો જે કાંઈ કહેવાનું હતું તે બધું થોડીક જ ક્ષણોમાં ફટાફટ કહી દેવાનું હતું. અર્જુને યુદ્ધ નહિ કરવા માટેનાં જે કારણો પ્રસ્તુત કર્યાં હતાં, ફક્ત તેનાં જ સમાધાનો અપેક્ષિત હતાં. પૂરક કે અતિરિક્ત પ્રશ્નો (Supplementaries)ની ચર્ચા કરવાનો ત્યાં કોઈ અવસર જ ન હતો. યુદ્ધક્ષેત્રમાં જે ઉપદેશની કોઈ ઉપયોગિતા કે સાર્થકતા ન હતી, અને અર્જુને જે વિષયમાં જિજ્ઞાસા પણ નહોતી કરી તેવા વિષયનું વિવેચન કરવાનો ત્યાં શો મતલબ હતો ? ત્યાં તો શ્રીકૃષ્ણે ફક્ત એ જ શંકાઓનું સમાધાન કરવું જોઈતું હતું, જે અર્જુને યુદ્ધથી વિમુખ થવાના કારણ રૂપે પ્રસ્તુત કરી હતી.

યુદ્ધના મેદાનમાં ન તો અધ્યાત્મ, યોગાભ્યાસ કે સમાધિ વગેરેનું વિવેચન કરવાનો અવસર હતો, કે ન તો ખાનપાન, દાન-પુણ્ય વગેરેના સાત્ત્વિક-રાજસ્-તામસ્ ભેદોની વ્યાખ્યા અને સાંખ્ય-યોગ વગેરેનું વિશ્લેષણ કરવા-સાંભળવાનો એ વખત હતો. આ પ્રકારના પ્રશ્નો જો અર્જુને ઉઠાવ્યા પણ હોત તોપણ શ્રીકૃષ્ણે તેને ફટ કહી દેવું જોઈતું હતું કે, 'દેશ-કાળ અને પરિસ્થિતિને જોઈ તું અહીં ફક્ત યુદ્ધ સંબંધી વાત જ કર; બીજી બધી વાતો તો યુદ્ધ સમાપ્ત થયા પછી ઘરે જઈને કોઈ હૉલમાં કે મોટા પાર્કમાં બેસીને કરીશું. અહીં તો ફક્ત તું એકલો જ સાંભળી શકીશ, અને એ પણ યુદ્ધના કોલાહલમાં; જ્યારે ત્યાં તો મોટી સંખ્યામાં ઉપસ્થિત રહીને બીજા પણ અનેક લોકો તેનો લાભ ઉઠાવી શકશે. તેમ છતાંય જો તારો આગ્રહ એકાંતમાં બેસીને

જ તારી શંકાઓનું સમાધાન મેળવવાનાં હશે, તો મને તેમાં પણ કોઈ વાંધો નહિ હોય.'

તુષ્યતુદુર્જન ન્યાયથી એવું માની પણ લેવામાં આવે કે ગીતામાં ઉપલબ્ધ ઉપદેશ યથાતથ આપવામાં આવ્યો હતો, તોપણ તેનો લાભ શો થયો ? મહાભારતકારના અભિપ્રાય મુજબ યુદ્ધ સમાપ્ત થતાં જ અર્જુન તો એ બધો ઉપદેશ ભૂલી જ ગયો હતો, અને સ્વયં શ્રીકૃષ્ણને પણ એ ઉપદેશ બિલકુલ જ યાદ નહોતો રહ્યો. મહાભારતમાં અશ્વમેધાદિક પર્વમાં 'અનુગીતા' અંતર્ગત લખવામાં આવ્યું છે :

**यत्तद् भगवता प्रोक्तं पुरा केशव सुहृदात् ।**
**तत् सर्वं पुरुषव्याघ्र नष्टं मे भ्रष्टचेतसः ।।६।।**
**मम कौतूहलं त्वस्ति तेष्वर्थेषु पुनः पुनः ।**
**भवांस्तु द्वारकां गन्ता न चिरादेव माधव ।।७।।**

અર્થાત્ એક દિવસ અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કે, "યુદ્ધના સમયે આપે સૌહાર્દવશ મને જે જ્ઞાનનો ઉપદેશ (ગીતા) આપ્યો હતો, તે સઘળું જ્ઞાન એ સમયે મારું ચિત્ત વિચલિત હોવાથી નષ્ટ થઈ ગયું છે, અર્થાત્ વિસ્મૃત થઈ ગયું છે. હે માધવ ! એ વાતોને સાંભળવા માટે મારા મનમાં વારંવાર ઉત્કંઠા પેદા થાય છે. હવે ટૂંક સમયમાં જ આપ દ્વારકા જવાના છો, તો એ બધી વાતો મને ફરીથી એક વાર સંભળાવી દો."

આ સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું :

**अबुद्ध्या नाग्रहीर्यस्त्वं तन्मे सुमहदप्रियम् ।**
**न च साद्य पुनर्भूयः स्मृतिर्मे सम्भविष्यति ।।१०।।**
**नूनमश्रद्दधानोऽसि दुर्मेधा ह्यसि पाण्डव ।**
**न च शक्यं पुनर्वक्तुमशेषेण धनञ्जय ।।११।।**
**स हि धर्मः सुपर्याप्तो ब्रह्मणः पदवेदने ।**
**न शक्यं तन्मया भूयस्तथा वक्तुमशेषतः ।।१२।।**

અર્થાત્ "હે અર્જુન ! તે તારી અણસમજને કારણે મારો એ ઉપદેશ યાદ ન રાખ્યો, એ જાણીને મને બહુ જ માઠું લાગ્યું છે. હવે તો એ વાતોને ઠીક ઠીક રીતે યાદ કરવી એ સંભવ નથી લાગતું. પાંડુનંદન ! ખરેખર તું ભારે

અશ્રદ્ધાળુ છો, અને તારી બુદ્ધિ પણ ખૂબ જ નબળી જણાય છે. હવે હું એ ઉપદેશને અર્થાત્ ગીતાને જેમ હતો તેમ ફરીથી કહી શકું તેમ નથી. બ્રહ્મપદની પ્રાપ્તિ માટે (ગીતામાં કહેલો) એ ધર્મ પર્યાપ્ત હતો, પરંતુ હવે ફરીથી તેનું વર્ણન કરવું એ મારાથી શક્ય નથી."

આથી તો સ્પષ્ટ પ્રતીત થાય છે કે, શ્રીકૃષ્ણના કહેવા અનુસાર બંને સેનાઓ વચ્ચે ઊભા રહી આપવામાં આવેલો ગીતાનો પ્રસિદ્ધ ઉપદેશ યુદ્ધથી વિમુખ થયેલા અર્જુનની શંકાઓનું સમાધાન કરી તેને યુદ્ધમાં પ્રવૃત્ત કરવા માટે નહિ, બલ્કે તેને બ્રહ્મપદની પ્રાપ્તિ કરાવવા માટે આપવામાં આવ્યો હતો. પરંતુ યુદ્ધના પ્રસંગે બ્રહ્મપદની પ્રાપ્તિ માટેની વાતો કરવામાં ક્યાંની બુદ્ધિમત્તા હતી ? અર્જુને પણ હિંમત કરીને શ્રીકૃષ્ણને ટોકવા જોઈતા હતા કે, 'મહારાજ ! હું રણભૂમિમાં શસ્ત્રધારી લાખો સૈનિકોની વચ્ચે ઘેરાયેલો છું, કોઈ આશ્રમમાં ઋષિમુનિઓની વચ્ચે નથી બેઠો. આ ઘડીએ તો આપ મારી યુદ્ધ સંબંધી શંકાઓનું સમાધાન કરો; બ્રહ્મપદ-પ્રાપ્તિની વાતો તો યુદ્ધ પછી પણ થઈ શકશે.'

અને જો શ્રીકૃષ્ણ અર્જુનને બ્રહ્મપદની પ્રાપ્તિ કરાવવા માટે આ ઉપદેશ આપી રહ્યા હતા, તો પછી વચ્ચે વચ્ચે **'तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः'** જેવાં વાક્યો દ્વારા તેને યુદ્ધ માટે શા માટે પ્રેરિત-ઉત્સાહિત કરી રહ્યા હતા ? તેમણે એક વખત પણ **'ब्रह्मपदप्राप्त्यर्थमुत्तिष्ठ'** નથી કહ્યું; અને અર્જુન પણ ઉપદેશ સાંભળ્યા બાદ સમાધિસ્થ થવા માટે કોઈ આશ્રમમાં ન જઈ યુદ્ધમાં પ્રવૃત્ત થઈ ગયો. આ પ્રસંગને લીધે ગીતા અને મહાભારત બંનેની પ્રામાણિકતા પર ખૂબ જ મોટું પ્રશ્નચિહ્ન લાગી જાય છે.

વળી, એવું તો બનતું હોય છે કે વિદ્યાર્થી ક્યારેક શિક્ષકે આપેલો પાઠ ભૂલી જાય છે. પરંતુ એવું તો ક્યારેય નથી બનતું હોતું કે, વિદ્યાર્થી ફરીથી પૂછે અને શિક્ષક એવું કહી દે કે હવે તો હું પણ એ પાઠ ભૂલી ગયો છું, માટે ફરીથી નહિ શીખવી શકું. એ તો નિશ્ચિત છે કે વિદ્યાર્થી કે શિષ્ય કરતાં શિક્ષક કે ગુરુનું જ્ઞાન વધારે હોય છે.

શ્રીકૃષ્ણે ગીતામાં એક સ્થાને અર્જુનને કહ્યું છે :

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ।।** (૪.૫)

અર્થાત્ 'હે અર્જુન ! મારા અને તારા ઘણા જન્મો થઈ ગયા છે; તે બધા હું જાણું છું, પણ હે પરંતપ ! તું નથી જાણતો.'

અર્જુન એક સામાન્ય મનુષ્ય હતો, તે કોઈ મોટો યોગીરાજ ન હતો. માટે તે ભૂલી જાય તોપણ એ કોઈ મોટી વાત ન હતી. પરંતુ પોતાના યોગબળથી અસંખ્ય જન્મજન્માંતરોની વાતોને જાણનારા યોગીરાજ શ્રીકૃષ્ણ વર્તમાન જન્મમાં જ લગભગ એક મહિના અગાઉ કહેલી સ્વયંની વાત ભૂલી જાય, એ શી રીતે સંભવી શકે ?

ગીતાનો એ ઉપદેશ આ સમયે ફરીથી કહેવામાં પોતાની અસમર્થતાનું કારણ બતાવતા શ્રીકૃષ્ણ કહે છે :

**परं हि ब्रह्म कथितं योगयुक्तेन तन्मया ।** - *અનુગીતા-૧૩*

અર્થાત્ 'તે સમયે (યુદ્ધભૂમિમાં) મેં યોગયુક્ત થઈને પરમાત્મ તત્ત્વનું વર્ણન કર્યું હતું.'

યુદ્ધક્ષેત્રમાં અર્જુને કેટલીક શંકાઓ ઉપસ્થિત કરી, અને શ્રીકૃષ્ણે તુરંત જ તેના ઉત્તર આપવાનું શરૂ કરી દીધું. હવે જો યુદ્ધક્ષેત્રના એવા અશાંત વાતાવરણમાં, તુમુલ નાદ વચ્ચે શ્રીકૃષ્ણને યોગયુક્ત થવામાં જરાય વાર ન લાગતી હોય, તો પછી આવા 'સ્વર્ગ સમાન સુંદર સ્થાન'માં, સર્વથા એકાંત અને શાંત વાતાવરણમાં ફરીથી યોગયુક્ત થવામાં તેમને શી મુશ્કેલી પડતી હતી ?

અર્જુન એક શ્રોતાની ભૂમિકામાં હતો. હવે જો શ્રોતાને વક્તાની વાત ભૂલી જવાના અપરાધ બદલ શ્રીકૃષ્ણ 'શ્રદ્ધાહીન, મંદબુદ્ધિ અને અણસમજુ' જેવા કઠોર શબ્દોથી ઠપકો આપી તેનો તિરસ્કાર કરી શકતા હોય, તો પછી વિસ્મૃતિના એ જ અપરાધ બદલ સ્વયં વક્તા માટે કેવા શબ્દોનો પ્રયોગ કરી શકાય ? શું કેવળ એટલું જ કે 'સમરથ કો નહીં દોષ ગુસાઈં' ?

મહાભારતનો નીચેનો એક શ્લોક પણ દ્રષ્ટવ્ય છે :

**अष्टौ श्लोकसहस्राणि अष्टौ श्लोकशतानि च ।**

**अहं वेद्मि शुको वेत्ति संजयो वेत्ति वा न वा ।।**

*(આદિપર્વ: ૧.૮૧)*

અર્થાત્ 'આ ગ્રંથમાં આઠ હજાર આઠ સો શ્લોક એવા છે, જેના અર્થ

હું (વેદવ્યાસ) સમજું છું, શુકદેવ સમજે છે; અને સંજય સમજે છે કે નહિ, તે વિષે સંદેહ છે.'

આ આઠ હજાર આઠ સો શ્લોક ક્યા છે, તે આજ સુધી કોઈ નક્કી કરી શક્યું નથી, અને ન તો ભવિષ્યમાં કોઈ નક્કી કરી શકે તેમ છે. આ સમસ્ત વિવેચન પરથી એટલું તો સ્પષ્ટ સિદ્ધ થઈ જાય છે કે, મહાભારતનો અને તેની અંતર્ગત ભગવદ્ગીતાનો બહુ જ મોટો ભાગ પ્રક્ષિપ્ત છે.

**અમે એમ નથી કહેતા કે મોટા ભાગની ગીતા બિનજરૂરી, અશુદ્ધ કે વ્યર્થ છે. અમારો આગ્રહ તો કેવળ એ વાત પર છે કે, ગીતા (થોડાક શ્લોકોને બાદ કરતા કે જેનો સંબંધ યુદ્ધની શરૂઆતમાં અર્જુને પ્રસ્તુત કરેલી શંકાઓ સાથે છે) રણક્ષેત્રમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે થયેલો સંવાદ નથી, બલ્કે કાલાંતરમાં અનેક વિદ્વાનો દ્વારા પ્રક્ષિપ્ત છે.**

અમે અહીં અમારી તુચ્છ બુદ્ધિ અનુસાર વિદ્વાનોના વિચાર અર્થે એવા શ્લોકોને અર્થસહિત સંકલિત કરી પ્રસ્તુત કર્યા છે, જે પ્રસંગોચિત અને તર્ક-પ્રતિષ્ઠિત હોવાથી પ્રામાણિક છે. તેમાં ઓછુંવત્તું થઈ શકે છે. અન્તિમેત્થમ્નો દાવો અમે નથી કરતા.

જે સ્થાન પર મહાભારતનું યુદ્ધ થયું હતું, તે સ્થાનને ગીતાના પ્રથમ શ્લોકમાં **धर्मक्षेत्रे कुरुक्षेत्रे** કહેવામાં આવ્યું છે. આ શ્લોક પર પોતાની ટિપ્પણી આપતાં લોકમાન્ય તિલકે લખ્યું છે : "કૌરવ-પાંડવોના પૂર્વજ કુરુ નામના રાજા આ મેદાનમાં હળ નાંખી કષ્ટથી ખેતી કરતા હતા. તેથી તેને ક્ષેત્ર (કિંવા ખેતર) એમ કહે છે. પછી આ ક્ષેત્રમાં જે તપ કરશે કિંવા યુદ્ધમાં મરશે તેને સ્વર્ગ મળશે એવો ઇન્દ્રે કુરુને વર આપ્યો તે ઉપરથી તેણે તે ક્ષેત્રને ખેડવાનું છોડી દીધું એવી ભારતમાં કથા છે (મહા. શલ્ય. ૫૩). ઇન્દ્રના આ વરદાનને લીધે જ આ ક્ષેત્રને પુણ્યક્ષેત્ર અથવા ધર્મક્ષેત્ર કહેવા લાગ્યા. આ જ મેદાન ઉપર પરશુરામે એકવીસ વાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરી પિતૃતર્પણ કર્યું હતું એવી કથા છે, અને અર્વાચીન કાળમાં પણ આ ક્ષેત્ર ઉપર મોટી મોટી લડાઈઓ થયેલી છે." *(ગીતારહસ્ય, પૃ. ૬૧૧-૬૧૨)*

તિલક દ્વારા ટાંકવામાં આવેલું મહાભારતનું આ પ્રમાણ કોઈ પણ બુદ્ધિજીવીના ગળે ઉતરે તેમ નથી, કારણ કે તેમાં કહેવામાં આવેલી મોક્ષપ્રાપ્તિ

વગેરેની વાતો તો સ્વયં મહાભારતમાં જ અનેક સ્થાને પ્રતિપાદિત કરવામાં આવેલા કર્મફળના સિદ્ધાંતનું પ્રત્યાખ્યાન (ખંડન) કરે છે. ગીતામાં શ્રીકૃષ્ણની સુવિચારિત ઘોષણા છે :

**प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।**
**अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ।।** (૬.૪૫)

અર્થાત્ 'કાળજીથી યત્ન કરતો કરતો પાપરહિત થયેલો-તે યોગી અનેક જન્મ પછી સિદ્ધિને પ્રાપ્ત કરીને આખરે પરમ ગતિને પામે છે.' તો પછી માત્ર કુરુક્ષેત્રની ધૂળ ઉપર પડતાં જ કે ત્યાં નિરાહારી થઈ મરી જવા માત્રથી જ પશુપક્ષીઓને પણ મોક્ષ મળી જાય છે, એવી વાત પર શી રીતે વિશ્વાસ બેસી શકે ? વળી, પરશુરામ દ્વારા પૃથ્વીને એકવીસ વાર ક્ષત્રિયશૂન્ય કરી દેવી એ પણ ક્યું મોટું પુણ્યનું કાર્ય હતું ?

મહાભારતના યુદ્ધમાં ૧૮ અક્ષૌહિણી સેના (લગભગ ૫૦ લાખ મનુષ્યો)માંથી ફક્ત ૧૦ વ્યક્તિઓ જ બચી હતી; બાકીના બધા જ કાળના કરાલ પેટમાં સમાઈ ગયા હતા. આવી ભૂમિને પુણ્યભૂમિ કે ધર્મક્ષેત્ર શી રીતે માની શકાય ? ઇતિહાસના તમામ વિદ્વાનો એક સ્વરમાં એ વાતનો સ્વીકાર કરે છે કે, આ મહાભારતના યુદ્ધને કારણે જ ભારતનું એટલી હદે પતન થયું કે જે દેશ કોઈ સમયે વિદ્યા, ચારિત્ર્ય, વિજ્ઞાન, કળા અને સમૃદ્ધિની દૃષ્ટિએ વિશ્વનો શિરોમણિ, પારસમણિ કે સોનાની ચીડિયા કહેવાતો હતો, તે દેશ પતનના ગર્તમાં એવો તે ધકેલાઈ ગયો કે તે આજ સુધી તેમાંથી પૂરી રીતે બહાર નથી નીકળી શક્યો. માટે, કૌટુંબિક કલહના કારણે થયેલા આવા વિનાશકારી યુદ્ધને ન તો 'ધર્મયુદ્ધ' કહી શકાય છે, અને ન તો આવા યુદ્ધક્ષેત્રને 'ધર્મક્ષેત્ર'ની સંજ્ઞા ધરી શકાય છે.

**- વિદ્યાનંદ સરસ્વતી**

*ડી-૧૪/૧૬, માડલ ટાઉન,*
*દિલ્હી - ૧૧૦ ૦૦૭*
*શ્રીકૃષ્ણ જન્માષ્ટમી, સંવત ૨૦૪૯*
*૨૧ ઑગસ્ટ, ૧૯૯૨*

# શ્રીમદ્ ભગવદ્ગીતા

કુરુક્ષેત્રના મેદાનમાં બંને સેનાઓને તૈયાર-ગોઠવાયેલી જોઈ :

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

**(हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।)**

**सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ।।१।।** (૧.૨૧)

અર્થાત્ અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું : 'હે અચ્યુત ! મારા રથને બંને સેનાઓની વચ્ચે ઊભો રાખો.'

**અચ્યુત :** શ્રીકૃષ્ણને આ નામથી એટલા માટે સંબોધિત કરવામાં આવ્યા છે કે, તેઓ કોઈ પણ દેશ-કાળમાં પોતાની દૃઢ નીતિ અને પ્રતિજ્ઞાથી ચ્યુત થતા ન હતા, પાછા પડતા ન હતા.

**હૃષીકેશ :** 'હૃષીક' ઇન્દ્રિયોને કહે છે. માટે 'હૃષીકેશ'નો અર્થ થાય છે : ઇન્દ્રિયોનો સ્વામી. કેમ કે શ્રીકૃષ્ણ શમ, દમ વગેરે સાધનોથી સંપન્ન હતા, માટે તેમને 'હૃષીકેશ' કહેવામાં આવ્યા છે.

**यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।**

**कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ।।२।।** (૧.૨૨)

'જેથી હું યુદ્ધ કરવા ઇચ્છતા આ યોદ્ધાઓને બરાબર જોઈ લઉં કે, આ યુદ્ધમાં મારે કોની કોની સાથે લડવાનું છે.'

संजय उवाच । સંજય બોલ્યો :

**एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।**

**सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ।।३।।** (૧.૨૪)

'હે ધૃતરાષ્ટ્ર ! આ પ્રમાણે અર્જુને કહ્યું એટલે શ્રીકૃષ્ણે અર્જુનના તે ઉત્તમ રથને બંને સેનાઓની વચ્ચે ઊભો રાખી દીધો.'

**भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।**

**उवाच पार्थ पश्यैतान् समवेतान्कुरूनिति ।।४।।** (૧.૨૫)

'ભીષ્મ, દ્રોણ તથા બધા રાજાઓની સામે રથ ઊભો રાખી શ્રીકૃષ્ણે કહ્યું : હે પાર્થ ! અત્રે એકઠા મળેલા કૌરવોને તું જો.'

અહીં 'કૌરવોને તું જો' એવા શબ્દોનો પ્રયોગ કરી શ્રીકૃષ્ણે એ વાતનો સંકેત કર્યો કે, 'આ સેનામાં જે લોકો ઊભા છે, તેમાંના મોટા ભાગના તારા સ્વજનો છે.' યુદ્ધ કરવાની ના પાડતી વખતે અર્જુને પણ કાંઈક આવી જ વાત કહી : **'स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ।'** (૧.૩૭) અર્થાત્ 'સ્વજનોને હણીને અમે શું સુખી થઈશું ?'

**तत्रापश्यत्स्थितान् पार्थः पितृनथ पितामहान् ।**
**आचार्यान्मातुलान्भ्रातृन्पुत्रान्पौत्रान्सखींस्तथा ।।५।।** (१.२६)
**श्वशुरान् सुहृदश्चैव सेनयोरुभयोरपि ।**
**तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बन्धूनवस्थितान् ।।६।।** (१.२७)
**कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।** (१.२८)

અર્થાત્ અર્જુને બંને સેનાઓમાં ઊભેલા વડીલો, પિતામહો, આચાર્યો, મામા, ભાઈઓ, પુત્રો, પૌત્રો, મિત્રો, સસરા તથા હિતેષીઓને જોયા. ત્યાં ઊભેલા તે સર્વ બાંધવોને સારી રીતે જોઈ, તે અર્જુન અત્યંત કરુણાથી ઊભરાઈ જઈ ખેદ કરતો આમ બોલ્યો :

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

**दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सं समुपस्थितम् ।।७।।** (१.२८)
**सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।**
**वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ।।८।।** (१.२९)

'હે કૃષ્ણ ! યુદ્ધ કરવા ઇચ્છતા આ સ્વજનોને સામે ઊભેલા જોઈ મારાં ગાત્રો ઢીલાં થાય છે, મુખ સુકાય છે, શરીરમાં કંપ તથા રોમાંચ થાય છે.'

**गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।**
**न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ।।९।।** (१.३०)

'હાથમાંથી ગાંડીવ સરી પડે છે, ચામડી બળે છે, ઊભો રહેવા હું સમર્થ નથી, કેમ કે મારું મન જાણે ભમે છે.'

**निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।**
**न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ।।१०।।** (१.३१)

'વળી હે કેશવ ! હું અહીં વિપરીત-અશુભ ચિહ્નો જોઉં છું. યુદ્ધમાં સ્વજનોને મારીને હું કંઈ કલ્યાણ જોતો નથી.'

**न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।**

**किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा ।।११।।** (૧.૩૨)

'હે કૃષ્ણ ! મને વિજયની આકાંક્ષા નથી, મારે રાજ્ય જોઈતું નથી, મારે સુખ જોઈતું નથી. હે ગોવિંદ ! રાજ્ય, ઉપભોગ અને જીવિત સુધ્ધાં હોય તોપણ અમારે તેનો શો ઉપયોગ ?'

**येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च ।**

**त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ।।१२।।** (૧.૩૩)

'જેમને માટે આપણે રાજ્ય, ભોગો અને સુખ ઇચ્છ્યું, તેઓ આ પોતપોતાનાં પ્રાણ અને સંપત્તિ માત્રની આશા છોડીને યુદ્ધ માટે ઊભેલા છે.'

**एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।**

**अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ।।१३।।** (૧.૩૫)

'ભલે તેઓ મને મારી નાખે, પણ ત્રિલોકીના રાજ્ય સારુ પણ હે મધુસૂદન ! હું તેમને મારવા ઇચ્છતો નથી, તો પછી આ ભૂમિ માટે કેમ જ મારું ?'

**निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।**

**पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ।।१४।।** (૧.૩૬)

'હે જનાર્દન ! ધૃતરાષ્ટ્રના પુત્રોને મારીને અમને શો આનંદ થાય ? આ આતતાયીઓને છે તોપણ તેમને મારવાથી અમને પાપ જ લાગે.'

વસિષ્ઠ-સ્મૃતિમાં આતતાયીઓનાં લક્ષણ આ મુજબ ગણાવ્યાં છે :

**अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः ।**

**क्षेत्रदाराहरश्चैव षडेते आततायिनः ।।** (૩.૧૬)

અર્થાત્ આગ લગાડનારો, ઝેર આપીને મારી નાખનારો, હાથમાં શસ્ત્ર લઈને મારવા આવતો, ધન લૂંટી જનારો, જમીન પચાવી પાડનારો અને સ્ત્રીનું હરણ કરી જનારો, આ છ આતતાયીઓ કહેવાય છે.

આવા આતતાયીઓ માટે મનુસ્મૃતિ (૮.૩૫૦, ૩૫૧)માં કહ્યું છે :

**आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ।**
**नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ।।**

અર્થાત્ અનિષ્ટ કરવા માટે આવેલા આતતાયીઓને તત્કાળ મારી નાખવા જોઈએ. આતતાયીઓને મારવાથી મારનારને કાંઈ જ પાપ લાગતું નથી.

પરંતુ સ્મૃતિમાં તો એમ પણ કહેવાયું છે કે, **'स एव पापिष्ठतमो यः कुर्यात् कुलनाशनम्'** અર્થાત્ જે પોતાના કુળનો નાશ કરે છે, તે સૌથી મોટાં પાપી છે. અર્જુન કહે છે કે, ધૃતરાષ્ટ્રના પુત્રો આખરે તો અમારા જ કુળના છે, આથી તેમને મારવાથી અમે કુળનાશના પાપના ભાગી થઈશું. જો એમ કહેવામાં આવે કે, તેઓ અન્યાયકારી-અત્યાચારી છે, માટે તેમને મારવામાં કોઈ દોષ નથી; તો એમ કહેવું પણ યોગ્ય નથી, કારણ કે શાસ્ત્રકારોએ તો એમ પણ કહ્યું છે કે, **'न पापे प्रतिपापः स्यात्'** અર્થાત્ એક પાપના બદલામાં બીજું પાપ ન કરશો. મહાભારતમાં ઉદ્યોગપર્વમાં કહ્યું છે :

**अक्रोधेन जयेत् क्रोधं असाधुं साधुना जयेत् ।**
**जयेत् कदर्यं दानेन सत्येनानृतं जयेत् ।।**

અર્થાત્ ક્રોધને અક્રોધથી, અસાધુતાને સાધુતાથી, લોભને દાનથી અને અસત્યને સત્યથી જીતો.

માટે, અર્જુનની દષ્ટિએ દુર્યોધન વગેરેને મારવાથી સ્વયંને પણ કુળનાશના આરોપથી કદાપિ બચાવી શકાય નહિ. અહીં અર્જુન સમક્ષ સૌથી મોટી સમસ્યા કુળનાશની હતી. આથી તે ફરી કહે છે :

**तस्मान्नार्हा वयं हन्तुं धार्तराष्ट्रान् स्वबान्धवान् ।**
**स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ।।१५।।** (१.३७)

'તેથી હે માધવ ! અમારા પોતાના જ બાંધવ એવા ધૃતરાષ્ટ્રના પુત્રોને અમારે મારવા એ યોગ્ય નથી. સ્વજનોને મારીને અમે શું સુખી થઈશું ?'

**यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतसः ।**
**कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ।।१६।।** (१.३८)
**कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।**
**कुलक्षयकृतं दोषं प्रपश्यद्‌भिर्जनार्दन ।।१७।।** (१.३९)

'જોકે લોભથી નાશ પામેલ જ્ઞાનવાળા આ કૌરવો કુળના નાશથી થતા દોષને અને મિત્રદ્રોહના પાપને જોતા નથી. પરંતુ હે જનાર્દન ! કુળના નાશથી થતા દોષને સમજનારા અમને આ પાપમાંથી બચવાનું કેમ ન સૂઝે ?'

અર્જુનના મત મુજબ 'કૌરવો તો અજ્ઞાની છે. લોભને કારણે તેમની બુદ્ધિ કુંઠિત થઈ ગઈ છે. માટે સારા-નરસાનું, હિત-અહિતનું જ્ઞાન ન હોઈ કુળક્ષયથી કેવી હાનિ થશે તેનું તેઓ અનુમાન કરી શકતા નથી. પરંતુ અમે તો તેનો અનુભવ કરી શકીએ છીએ. તો પછી શા માટે અમે જાણી-જોઈને આવું પાપ કરવામાં પ્રવૃત્ત થઈએ ? અમારે તો આ વિષે વિચાર કરીને યુદ્ધમાંથી હઠી જવું જોઈએ.'

**कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।**

**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ।।१८।।** (१-४०)

'કુળનો નાશ થતાં સનાતન કુળધર્મો નાશ પામે છે, અને કુળધર્મ નાશ પામતાં આખા કુળને અધર્મ દબાવી દે છે.'

પાંચ હેતુઓ એવા છે, જેને કારણે મનુષ્ય અધર્મ અથવા પાપથી બચીને ધર્મને સુરક્ષિત રાખી શકે છે : ઈશ્વરનો ડર, શાસ્ત્રનું શાસન, કુળમર્યાદા તૂટવાનો ભય, રાજ્યનું દંડવિધાન અને શારીરિક-આર્થિક અનિષ્ટની આશંકા.

આમાંના ઈશ્વર અને શાસ્ત્ર — આ બંને સત્ય હોવા છતાંય તે વ્યક્તિ-વ્યક્તિની તેનાં પરની શ્રદ્ધા પર અવલંબે છે; માટે તે બંને પ્રત્યક્ષ હેતુ નથી. રાજ્યનું શાસન અથવા દંડવિધાન પણ માનવરચિત હોવાથી નિર્ભ્રાંત અને પૂર્ણ હોઈ શકતું નથી, અને ન તો તેનો અમલ પણ પક્ષપાતરહિત થતો હોય છે. મોટે ભાગે તો તે શાસકવર્ગને જ આધીન હોય છે. જેના અધિકારમાં તે હોય છે, તેઓ તેનો પ્રયોગ પ્રાયઃ જનતા માટે જ કરે છે; સ્વયંને તો દંડવિધાનથી ઉપર જ સમજે છે. ઇચ્છતા હોવા છતાંય અલ્પબુદ્ધિ-અલ્પશક્તિમાન હોવાથી તથા અજ્ઞાન અને લોભ જેવી સ્વાર્થવૃત્તિને કારણે પણ શાસકો ન્યાય કરવામાં અસમર્થ રહે છે. શારીરિક-આર્થિક હાનિની આશંકા પણ મોટે ભાગે વ્યક્તિગત રૂપમાં જ થતી હોય છે, માટે તેનું ક્ષેત્ર પણ સીમિત હોય છે. કુળમર્યાદા જ એક એવી ચીજ છે, જેનાથી આખુંય કુટુંબ મર્યાદિત રહે છે. જે કુળ, સમાજ કે રાષ્ટ્રમાં પરંપરાથી ચાલી આવતી ઉત્તમ

મર્યાદાઓ નાશ પામે છે, તે કુળ, સમાજ કે રાષ્ટ્ર લગામ વિનાના ઘોડાની માફક ઉચ્છૃંખલ થઈ જાય છે. ઉચ્છૃંખલતા કોઈ પણ નિયમ કે મર્યાદાને સહન નથી કરતી, અને તે મનુષ્યને સ્વેચ્છાચારી બનાવી દે છે. જે કુળ કે સમાજના લોકો આવા સ્વેચ્છાચારી થઈ જાય છે, તે કુળ કે સમાજમાં ધર્મની ગ્લાનિ થવાથી ચોતરફ પાપનું સામ્રાજ્ય છવાઈ જાય છે.

**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।**

**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसङ्करः ॥१९॥** (૧.૪૧)

'હે કૃષ્ણ ! અધર્મના દબાણથી કુળની સ્ત્રીઓ દૂષિત થાય છે, અને હે વાર્ષ્ણેય ! સ્ત્રીઓ દુષ્ટ થાય ત્યારે વર્ણસંકર પ્રજા જન્મે છે.'

અહીંથી અર્જુન ક્રમશઃ યુદ્ધનાં ભયંકર પરિણામો વ્યક્ત કરતા પોતાના તર્કો રજૂ કરે છે. કોઈ પણ રાષ્ટ્ર કે સમાજનો આત્મા તેની સંસ્કૃતિ છે, જે કુળ અથવા પરિવારમાં ઉદ્ભવે છે. કુળ કે પરિવારમાં સનાતનકાળથી ચાલી આવતી પરંપરાઓ અને મર્યાદાઓનું નામ સંસ્કૃતિ છે. **'नष्टे मूले नैव फलं न पुष्पम्'** મુજબ જ્યારે કુળધર્મોનો જ નાશ થાય છે, ત્યારે તેમાં સુરક્ષિત રહેલી પેલી પરંપરાઓ તથા મર્યાદાઓ પણ નાશ પામે છે. મર્યાદાઓનો લોપ થવાથી સ્ત્રીઓ સ્વચ્છંદી બની જાય છે. આજના યુગમાં આપણા સૌ માટે આ પ્રત્યક્ષનો વિષય છે. આવી અવસ્થામાં સ્ત્રીઓ વાસનાની તૃપ્તિ માટે ગમે તે પુરુષની સાથે શારીરિક સંબંધ જોડવા વિવશ થઈ જાય છે.

સન્ ૧૯૧૪-૧૮ દરમિયાન થયેલા પ્રથમ વિશ્વયુદ્ધમાં કમ-સે-કમ એક કરોડ જેટલા લોકો ખાતરીપૂર્વક માર્યા ગયેલા, અને ત્રીશ લાખ જેટલા લોકો એવા હતા કે જેમના માટે 'ખાતરીપૂર્વક' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો ન હતો. માર્યા ગયેલા બધા પુરુષો જ હતા; સ્ત્રીઓ બચી ગઈ હતી. જ્યારે બીજું વિશ્વયુદ્ધ ચાલતું હતું તે દિવસોમાં 'War and Immorality' (યુદ્ધ અને દુરાચાર) નામનું એક પુસ્તક મારા જોવામાં આવેલું; જેમાં લખ્યું હતું કે, પ્રથમ વિશ્વયુદ્ધમાં મોટી સંખ્યામાં પુરુષો મરી જવાથી પુરુષો માટે માંગ-પૂર્તિ (Demand & Supply)ની સ્થિતિ પેદા થઈ ગયેલી. ત્યારથી સ્ત્રીઓમાં પુરુષોને પોતાની તરફ આકર્ષિત કરવા માટે અંગ-પ્રદર્શન દ્વારા ઓછાંમાં ઓછાં કપડાં પહેરીને મોટા ભાગના શરીરને ખુલ્લું રાખવાની ફેશન શરૂ થઈ

છે. ટાંગાઓને ખુલ્લા રાખવાનો રિવાજ પણ ત્યારથી જ પડ્યો છે. ત્યારથી જ સ્ત્રીઓ પોતાને વધારે સુંદર દેખાડવા માટે નવા નવા ઉપાયો યોજવા લાગી. બીજા વિશ્વયુદ્ધમાં એકલા રશિયામાં જ બે કરોડ દસ લાખ મનુષ્યો માર્યા ગયા હતા. આખા વિશ્વમાં કુલ મળીને માર્યા ગયેલ મનુષ્યોની સંખ્યા પાંચ કરોડ ઉપર પહોંચી ગઈ હતી. યુદ્ધના કાળની આવી વિલાસી જીવનશૈલી બાદમાં ધીમે ધીમે સામાન્ય જીવનની જરૂરિયાત બની ગઈ; જેનાં દુષ્પરિણામો આજે આપણી આંખ સમક્ષ છે. ચારિત્ર્ય આજે ચારિત્ર્યહીનતાનું પર્યાય બનીને જ રહી ગયું છે.

વર્ણસંકરતાના સંદર્ભમાં એક તુલનાત્મક ઉદાહરણ હું અહીં ડૉ. રાધાકૃષ્ણન્‌ના **'Hindu View of Life'** નામના પુસ્તકમાંથી ટાંકું છું :

**સારાંશ :** *માર્ટિન નામના એક પુરુષે બે લગ્નો કર્યાં : પ્રથમ એક દેખાવમાં સુંદર પરંતુ અજ્ઞાતકુળની મંદબુદ્ધિ ધરાવતી કન્યા સાથે, અને બીજા એક સુયોગ્ય, બુદ્ધિમાન, ખાનદાન કન્યા સાથે. પ્રથમ કન્યાથી સંતતિ-અનુસંતતિમાં કુલ ૪૮૦ વ્યક્તિઓ પેદા થઈ, જેમાંની મોટાભાગની મૂર્ખ, ચારિત્ર્યહીન, રોગી, અપરાધી અને વૈશ્યાલયોની સંચાલક નીકળી; જ્યારે આનાથી વિરુદ્ધ, બીજી કન્યાથી ઉત્પન્ન થયેલ સંતતિ ક્રમમાં ૪૯૬ વ્યક્તિઓ પેદા થઈ, જેમાંની મોટાભાગની ગવર્નર, ડૉક્ટર, વકીલ, જજ, શિક્ષણશાસ્ત્રી, ઉદ્યોગપતિ અને યુનિવર્સિટીની સંસ્થાપક થઈ.*

પરંપરા અને કુળમર્યાદાઓનો લોપ થવાથી ગુણ-કર્મ-સ્વભાવ અનુસાર વિવાહ થતા નથી, બલ્કે પ્રેમ-વિવાહનું પ્રચલન થાય છે. વિવાહનું આધારભૂત તત્ત્વ તો પ્રવૃત્તિ-સામીપ્ય છે, જે પ્રેમ-વિવાહમાં તદ્દન લુપ્ત થઈ જાય છે; કારણ કે સંકરતાનું મૂળ પ્રવૃત્તિ-સામીપ્ય નહિ, પણ પ્રેમના નામ પર કામવાસના પેદા કરવાનું હોય છે. આમ, ભિન્ન-ભિન્ન વર્ણોનાં સ્ત્રી-પુરુષોથી ઉત્પન્ન થતાં સંતાનો વર્ણસંકર કહેવાય છે, જે આચાર-વિચારની દૃષ્ટિએ મોટે ભાગે અયોગ્ય નીવડતાં હોય છે.

**सङ्करो नरकायैव कुलघ्नानां कुलस्य च ।**
**पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः ॥२०॥** (૧-૪૨)

'વર્ણોનો આવો સંકર કુળઘાતીઓ તથા કુળને નરકમાં લઈ જાય છે;

કારણ કે આવાં કુળોમાં પિતરોને (અર્થાત્ વડીલોને) અન્ન-જળ ન મળતાં હોઈ તેઓ જાણે કે જીવતા જ નરક ભોગવે છે.'

આ શ્લોકમાં આવતા ત્રણ શબ્દો વિચારણીય છે : (વર્ણ) સંકર, લુપ્તપિંડોદક અને નરક **(૧) સંકર :** વર્ણસંકરતાનો આધાર સમજવામાં આવતી જાતિપ્રથા એ વર્ણવ્યવસ્થાનો પર્યાય નથી, કારણ કે વર્ણવ્યવસ્થાનો આધાર ગુણ-કર્મ-સ્વભાવ છે, જ્યારે જાતિપ્રથાનો આધાર જન્મ છે. ગીતામાં આગળ કહ્યું છે : **'चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।'** (૪.૧૩) વર્તમાનની જાતિપ્રથા એ પ્રાચીન કાળની વૈદિક વર્ણવ્યવસ્થાનું વિકૃત રૂપ છે. જાતિપ્રથાથી સમાજ તૂટે છે, જ્યારે વર્ણવ્યવસ્થા સમાજને જોડી તેને વ્યવસ્થિત રૂપ પ્રદાન કરે છે. જાતિઓ તો અનેક માનવામાં આવે છે, પરંતુ વર્ણો તો માત્ર ચાર જ છે : બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર. પ્રત્યેક વર્ણનાં કર્મો-કર્તવ્યો પણ સુનિશ્ચિત છે. દરેકને પોતપોતાનાં કર્મોમાં પ્રવૃત્ત રાખવા એ વર્ણવ્યવસ્થા છે. જે વ્યક્તિ જે કામ માટે લાયક નથી, તેને જો તે કામ કરવાની છૂટ આપવામાં આવે તો તેનું નામ વર્ણસંકરતા છે. આવા પ્રકારની સંકરતા સમાજ માટે ઘાતક પુરવાર થાય છે, અને તે સમાજને નરકમાં અર્થાત્ ઘોર અધોગતિ તરફ લઈ જાય છે. વિરુદ્ધ ગુણ-કર્મ-સ્વભાવ ધરાવતાં પતિ-પત્ની વચ્ચે સામંજસ્યનો અભાવ હોવાથી ઘર નરક બની જાય છે, અને એવા પરિવારોમાં જન્મતાં કે મોટાં થતાં બાળકો વર્ણસંકર હોવાથી પોતાનાં તથા પોતાનાં કુળ માટે અશાંતિનું કારણ બની જાય છે. આવાં કુળમાં શ્રેષ્ઠ મર્યાદાઓ ટકી શકે એવી આશા કરવી વ્યર્થ છે. **(૨) લુપ્તપિંડોદક :** વ્યભિચારથી ઉત્પન્ન થયેલ વર્ણસંકર સંતાનો પોતાના વૃદ્ધ વડીલો વગેરેનું સંમાન ન કરી તેઓને અન્ન-જળ વગેરે પણ પ્રદાન કરતાં નથી. આથી **'लुप्तपिण्डोदकक्रियाः'** આ પિતરોને વિશેષણ આપ્યું છે, અને તેનો સંકેત આગલા શ્લોકમાં કરવામાં આવ્યો છે. માટે, આ શબ્દો પરથી મૃત પિતૃઓના શ્રાદ્ધનું ગ્રહણ કરવું જોઈએ નહિ. **(૩) નરક :** આ શબ્દ પણ કોઈ ચોક્કસ સ્થાનનું નામ નથી, બલ્કે જ્યાં વિશેષ દુઃખ હોય છે તેને જ નરક કહેવામાં આવે છે. આપ્ટે સંસ્કૃત કોશમાં નરક શબ્દનો આ જ અર્થમાં પ્રયોગ કરતા કહેવામાં આવ્યું છે : **'नृणाति क्लेशं प्रापयति'.** નિરૂક્ત (૧.૧૨)માં લખ્યું છે : **'नरकं नि अरकं । नीचैर्गमनम् । नास्मिन् रमणं स्थानमल्पमप्यस्तीति वा ।'** અર્થાત્ નરક

શબ્દનાં બે નિર્વચનો કરવામાં આવ્યાં છે : સર્વ પ્રકારે નીચે પડવું તે નરક છે, અને જ્યાં આનંદ કે રમણ માટે કોઈ જ સ્થાન નથી તેનું નામ પણ નરક છે. બંને નિર્વચનો ઠીક છે.

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।**

**उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ।।२१।।** (१-४३)

'કુળઘાતીઓના આ વર્ણસંકરકારક દોષોથી સનાતન જાતિધર્મો તથા કુળધર્મો નાશ પામે છે.'

યુદ્ધમાં થતી જાનહાનિથી કુળનો નાશ થાય છે, કુળનો નાશ થવાથી કુળધર્મનો નાશ થઈ પાપોની વૃદ્ધિ થાય છે, તેથી કુળની સ્ત્રીઓ દૂષિત થાય છે અને વર્ણસંકર સંતાનો ઉત્પન્ન થાય છે. આમ, કુળધર્મ-જાતિધર્મ નષ્ટ જ થઈ જાય છે.

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**

**नरकेऽनियतं वासो भवतीत्यनुशुश्रुम ।।२२।।** (१.४४)

'હે જનાર્દન ! જેમના કુળધર્મોનો ઉચ્છેદ થયો છે એવા મનુષ્યોનો અવશ્ય નરકમાં વાસ થાય છે, એવું આપણે સાંભળતા આવ્યા છીએ.'

**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।**

**यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ।।२३।।** (१.४५)

'અરેરે ! કેવું મહાપાપ કરવાને અમે તૈયાર થયા છીએ કે રાજ્યસુખને લોભે સ્વજનોને મારવા તત્પર થયા !'

**यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।**

**धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ।।२४।।** (१.४६)

'શસ્ત્ર વિનાના અને સામનો ન કરનારા મને શસ્ત્રધારી કૌરવો રણમાં જો મારે તો તે મારે સારુ વધારે કલ્યાણકારક થાય.'

संजय उवाच । સંજય બોલ્યો :

**एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।**

**विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ।।२५।।** (१.४७)

'શોકથી વ્યાકુળ મનવાળો અર્જુન રણમધ્યે આમ બોલી ધનુષબાણને

પડતાં મૂકી રથની બેઠક ઉપર બેસી ગયા.'

**तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।**

**विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥२६॥** (૨.૧)

'આમ કરુણાથી ઘેરાયેલા અને અશ્રુપૂર્ણ વ્યાકુળ નેત્રોવાળા દુઃખી અર્જુન પ્રત્યે મધુસૂદને (શ્રીકૃષ્ણે) આ વાક્ય કહ્યું.'

श्रीकृष्ण उवाच । શ્રીકૃષ્ણ બોલ્યા :

**कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।**

**अनार्यजुष्टम् अस्वर्ग्यम् अकीर्तिकरमर्जुन ॥२७॥** (૨.૨)

'હે અર્જુન ! અનાર્યોએ સેવેલો, સ્વર્ગથી વિમુખ રાખનાર અને અપજશ દેનાર એવો આ મોહ તને આવી વિષમ ઘડીએ ક્યાંથી થઈ આવ્યો ?'

ડૉ. રાધાકૃષ્ણને આ શ્લોકમાં આવેલા **'अनार्यजुष्टम्'** શબ્દ પર ટિપ્પણી આપતાં લખ્યું છે : "The Aryans, it is contended by some, are those who accept a particular type of inward culture and social practice, which insists on courage and courtesy, nobility and straight dealing."

**क्लैब्यं मा स्म गमः पार्थ नैवत्त्वय्युपपद्यते ।**

**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥२८॥** (૨.૩)

'હે અર્જુન ! આમ નામર્દ થા મા; તને આ શોભતું નથી. હે પરંતપ ! હૃદયની પામર નિર્બળતાનો ત્યાગ કરીને ઊઠ, યુદ્ધ માટે ઊભો થા.'

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

**कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।**

**इषुभिः प्रति योत्स्यामि पूजार्हावरिसूदन ॥२९॥** (૨.૪)

'હે મધુસૂદન ! યુદ્ધભૂમિમાં બાણો વડે હું ભીષ્મ અને દ્રોણની સામે કેમ લડું ? હે અરિસૂદન ! તેઓ તો પૂજનીય છે.'

**गुरूनहत्वा हि महानुभावान्**

**श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।**

**हत्वार्थकामांस्तु गुरूनिहैव**

**भुञ्जीय भोगान् रुधिरप्रदिग्धान् ॥३०॥** (૨.૫)

'મહાનુભાવ ગુરુજનોને નહિ મારી આ લોકમાં મારે ભિક્ષાથી નિર્વાહ કરવો એ પણ વધારે સારું છે; કેમ કે ગુરુજનોને મારીને તો મારે તેમના લોહીથી ખરડાયેલા અર્થ અને કામરૂપી ભોગો જ ભોગવવા પડે.'

આ શ્લોકમાં આવતા બહુવચનાન્ત **'गुरून्'** પદથી અહીં ગુરુજનો અર્થાત્ વડીલો એવો અર્થ અભિપ્રેત છે. કારણ કે વિદ્યા શીખવનારા ગુરુ તો દ્રોણાચાર્ય સિવાય સેનામાં બીજા કોઈ હતા જ નહિ. યુદ્ધ શરૂ થતાં પહેલાં યુધિષ્ઠિર જ્યારે પોતાનું કવચ ઉતારીને ભીષ્મ, દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય જેવા ગુરુજનો પાસે આશીર્વાદ લેવા જાય છે, ત્યારે 'વિજયી ભવ'ના આશીર્વાદ આપતી વેળા કૌરવ પક્ષ તરફથી લડવાનું કારણ પ્રગટ કરતા આ ત્રણેયે વારાફરતી એક જ વાત કહી :

**अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् ।**
**इति सत्यं महाराज बद्धोऽस्म्यर्थेन कौरवैः ।।**

- ભીષ્મપર્વ, ૪૩.૪૧, ૫૬, ૭૧

અર્થાત્ 'ખરી વાત તો એ છે કે, મનુષ્ય અર્થનો દાસ છે, અર્થ કોઈનું દાસ નથી. કૌરવોએ મને અર્થ દ્વારા જકડી રાખ્યો છે.' શલ્યની પાસે ગયા તો તેમણે પણ આવું જ કહ્યું.

આ અગાઉ ઉદ્યોગપર્વ (૧૨૯.૨૦)માં દુર્યોધનને સમજાવતી વખતે ગાંધારીએ કહ્યું હતું :

**दुर्योधन यदाह त्वां पिता भरतसत्तम ।**
**भीष्मो द्रोणः कृपः सत्ता सुहृदां कुरु तद्वचः ।।**

અર્થાત્ 'હે ભરતશ્રેષ્ઠ દુર્યોધન ! તારા પિતાજી, પિતામહ ભીષ્મ, દ્રોણાચાર્ય અને વિદુર તારા સુહૃદ-હિતેચ્છુઓ છે; માટે તેઓની વાત તું માની જા.'

**समं हि राज्यं प्रीतिश्च स्थानं हि विदितात्मनाम् ।**
**पाण्डवेष्वथ युष्मासु धर्मस्त्वभ्यधिकस्ततः ।।**
**राजपिण्डभयादेते यदि हास्यन्ति जीवितम् ।**
**न हि शक्ष्यन्ति राजानं युधिष्ठिरमुदीक्षितुम् ।।**

- શ્લોક-૫૨, ૫૩

અર્થાત્ 'આ આત્મજ્ઞાની પુરુષોની દૃષ્ટિમાં આ રાજ્ય પાંડવોની પાસે રહે કે તમારી પાસે, એકસમાન જ છે. તેમનાં હૃદયમાં બંને માટે સમાન સ્થાન અને પ્રેમ છે; તથા તેઓ રાજ્યથી વધારે મહત્ત્વ ધર્મને આપે છે. તેઓએ આ રાજ્યનું અન્ન ખાધું છે, માટે એ ભય ખાતર તેઓ તમારા પક્ષે લડતાં લડતાં પોતાના પ્રાણોની આહુતિ પણ આપી દેશે, પરંતુ રાજા યુધિષ્ઠિર પ્રત્યે તેઓ વક્રદૃષ્ટિથી કદીયે નહિ જુએ.'

ગીતાના ઉક્ત શ્લોકમાં જે **'अर्थकामान्'** (=અર્થલોલુપ) શબ્દ આવ્યો છે, તે મહાભારતના આ શ્લોકોને ધ્યાનમાં રાખીને કહેવામાં આવ્યો છે.

**न चैतद्विद्मः कतरन्नो गरीयो**

**यद्वा जयेम यदि वा नो जयेयुः ।**

**यानेव हत्वा न जिजीविषाम-**

**स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ।।३१।।** (૨.૬)

અર્જુન કહે છે : 'વળી એ બેમાંનું કયું અમારા માટે શ્રેષ્ઠ છે અથવા અમે જીતીશું કે તેઓ અમને જીતશે તે અમે જાણતા નથી; જેમને મારીને અમે જીવવાયે ન ઇચ્છીએ તે જ ધૃતરાષ્ટ્રના પુત્રાદિ સંબંધીઓ અમારી સામે યુદ્ધ માટે ઊભા છે.'

**कार्पण्यदोषोपहतस्वभावः**

**पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।**

**यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे**

**शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ।।३२।।** (૨.૭)

'દીનતારૂપ દોષ વડે નાશ પામેલા સ્વભાવવાળો અને ધર્મમાં મૂઢ ચિત્તવાળો હું આપને પૂછું છું : મારે માટે જે ચોક્કસ કલ્યાણરૂપ હોય તે મને કહો. હું તમારો શિષ્ય છું. તમારે શરણ આવ્યો છું. મને ઉપદેશ આપો.'

संजय उवाच । સંજય બોલ્યો :

**एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।**

**न योत्स्य इति गोविन्दमुक्त्वा तूष्णीं बभूव ह ।।३३।।** (૨.૯)

'હે રાજન્ ! શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહી, અર્જુન 'હું યુદ્ધ નહિ કરું' એમ

બોલી ચૂપ થઈ ગયો.'

**तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।**

**सेनयोरुभयोर्मध्ये विषीदन्तमिदं वचः ।।३४।।** (૨.૧૦)

'હે ધૃતરાષ્ટ્ર ! બંને સેના વચ્ચે ખેદ કરતા તે અર્જુનને, શ્રીકૃષ્ણે જાણે હસતા હોય તેમ આ વચન કહ્યાં.'

श्रीकृष्ण उवाच । શ્રીકૃષ્ણ બોલ્યા :

**अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।**

**गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ।।३५।।** (૨.૧૧)

'તું શોક ન કરવા યોગ્યનો શોક કરે છે, અને પંડિતાઈના બોલ બોલે છે; પણ પંડિતો તો મરેલાનો કે જીવતાનો શોક કરતા નથી. અર્થાત્ જ્ઞાની પુરુષો તેની પરવા કરતા નથી.'

**न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।**

**न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ।।३६।।** (૨.૧૨)

'હું કદી ન હતો એમ નથી; તેમ જ તું ન હતો કે આ રાજાઓ ન હતા એવું નથી; અને હવે પછી આપણે બધા નહિ હોઈએ, એવું પણ નથી.'

આ શ્લોક ઉપર ટીકા કરતાં રામાનુજે લખ્યું છે : "'હું' એટલે પરમેશ્વર અને 'તું અને રાજાઓ' એટલે બીજા આત્માઓ, એ બંને જોકે પહેલાં હતા અને આગળ ભવિષ્યમાં પણ પાછા રહેવાના છે, તો પરમેશ્વર અને આત્મા એ એકબીજાથી જુદા, સ્વતંત્ર અને નિત્ય છે એવું આ શ્લોક ઉપરથી સિદ્ધ થાય છે." આ શ્લોકમાં ગીતાકારે જીવાત્માઓનાં નિત્યત્વનો તો સ્પષ્ટ શબ્દોમાં ઉલ્લેખ કર્યો જ છે, પરંતુ સાથે સાથે **'इमे'**, **'वयम्'** વગેરે બહુવચનાન્ત પ્રયોગો દ્વારા જીવાત્માઓ અનેક છે એ વાતની પણ પુષ્ટિ કરી દીધી છે. એટલું જ નહિ, બલ્કે **'त्वम्'**, **'अहम्'** તથા **'इमे'** નો પ્રયોગ કરી પરસ્પરનો ભેદ પણ સ્પષ્ટ કરી દીધો છે.

**देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।**

**तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ।।३७।।** (૨.૧૩)

'જેમ દેહધારીને આ દેહમાં બાલ્ય, યૌવન અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય

છે તેમ બીજા દેહની પ્રાપ્તિ થાય છે; આથી ધીરજવાળા જ્ઞાની પુરુષો તેમાં મોહિત થતા નથી.'

**अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।**

**अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ।।३८।।** (૨.૧૮)

'નિત્ય, અવિનાશી, અપ્રમેય, શરીરધારી જીવાત્માનાં આ શરીરો નાશવંત છે. માટે હે અર્જુન ! તું યુદ્ધ કર.'

હત્યાના પાપથી ડરીને અર્જુન યુદ્ધમાં પ્રવૃત્ત થતા ખચકાટ અનુભવતો હતો. માટે શ્રીકૃષ્ણે અહીં શરીરની નશ્વરતા અને જીવાત્માની અમરતા સ્પષ્ટ કરી તેને આ ભયથી મુક્ત કરવાનો પ્રયાસ કર્યો.

આગળ પણ આ વાત પર ભાર મૂકતાં કહ્યું છે :

**न जायते म्रियते वा कदाचि-**

**न्नायं भूत्वा भविता वा न भूयः ।**

**अजो नित्यः शाश्वतोऽयं पुराणो**

**न हन्यते हन्यमाने शरीरे ।।३९।।** (૨.૨૦)

'આ જીવાત્મા કદી જન્મતો કે મરતો નથી; અથવા પૂર્વે નહિ હોઈ, ફરી નહિ હોય, એમ પણ નથી. આ અજન્મા, નિત્ય, શાશ્વત અને સનાતન છે; તેથી શરીર મરાયા છતાં તે મરાતો નથી.'

**वांसासि जीर्णानि यथा विहाय**

**नवानि गृह्माति नरोऽपराणि ।**

**तथा शरीराणि विहाय जीर्णा-**

**न्यन्यानि संयाति नवानि देही ।।४०।।** (૨.૨૨)

'જેમ મનુષ્ય જૂનાં વસ્ત્રો ત્યજી નવાં વસ્ત્રો ધારણ કરે છે, તેમ દેહધારી આત્મા જૂનાં શરીરો ત્યજી બીજાં નવાં શરીરો ધારણ કરે છે.'

**जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।**

**तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ।।४१।।** (૨.૨૭)

'જેનો જન્મ થયેલો છે તેનું મૃત્યુ નિશ્ચિત છે અને મરેલાનો પુનર્જન્મ પણ નિશ્ચિત છે; માટે ટાળવાને અશક્ય (અપરિહાર્ય) આ વિષયમાં તું શોક

કરવાને યોગ્ય નથી.'

**स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि ।**

**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ।।૪૨।।** (૨.૩૧)

'સ્વધર્મનો વિચાર કરીને પણ તારે યુદ્ધથી વિચલિત થવું યોગ્ય નથી; કેમ કે ક્ષત્રિય માટે ધર્મયુક્ત યુદ્ધથી બીજું કલ્યાણ નથી.'

**अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।**

**ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ।।૪૩।।** (૨.૩૩)

'આમ છતાં જો તું આ ધર્મયુક્ત યુદ્ધ નહિ કરે તો સ્વધર્મ અને કીર્તિ ખોઈ બેસી અપયશને પામીશ.'

**अकीर्तिं चापि भूतानि**

**कथयिष्यन्ति तेऽव्ययाम् ।**

**सम्भावितस्य चाकीर्ति-**

**र्मरणादतिरिच्यते ।।૪૪।।** (૨.૩૪)

'વળી લોકો લાંબા સમય સુધી તારો અપયશ ગાતા રહેશે. પ્રતિષ્ઠા પામેલા પુરુષ માટે અપયશ તો મૃત્યુથી પણ વધારે હોય છે.'

ઉદ્યોગપર્વ (૭૨.૨૪)માં આવી જ વાત યુધિષ્ઠિર માટે પણ આ શબ્દોમાં કહેવામાં આવી છે :

**कुलीनस्य च या निन्दा वधोवाऽमित्रकर्षणम् ।**

**महागुणो वधो राजन् न तु निन्दा कुजीविका ।।**

આગળ કૃષ્ણ કહે છે :

**भयाद्रणादुपरतं मंस्यन्ते त्वां महारथाः ।**

**येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ।।૪૫।।** (૨.૩૫)

'મહારથીઓ એવું માનશે કે તું ભયને કારણે રણમાંથી વિમુખ થયેલો છે અને જેઓમાં તું બહુમાન્ય થયો છે, તેઓમાં તું હલકો પડીશ.'

**अवाच्यवादांश्च बहून्वदिष्यन्ति तवाहिताः ।**

**निन्दन्तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम ।।૪૬।।** (૨.૩૬)

'વળી તારા શત્રુઓ ન બોલવા જેવાં અનેક વચનો બોલશે અને તારા સામર્થ્યની નિંદા કરશે; તારા માટે તેનાથી વધારે દુઃખ બીજું કયું હશે?'

**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।**

**तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥४७॥** (२.३७)

'યુદ્ધમાં જો તું માર્યો જઈશ, તો સ્વર્ગ પામીશ અથવા જીતીશ તો પૃથ્વીનું રાજ્ય ભોગવીશ; માટે હે અર્જુન ! યુદ્ધ માટે નિશ્ચય કરીને તું ઊઠ.'

**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।**

**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥४८॥** (२.३८)

'સુખ-દુઃખને, હાનિ-લાભને તથા જય-પરાજયને સમાન ગણી (નિષ્કામ ભાવથી) યુદ્ધ માટે તું જોડાઈ જા; એ રીતે તું પાપને પામીશ નહિ.'

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**

**मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥४९॥** (२.४७)

'તારો અધિકાર કર્મ કરવામાં જ છે. તેનાં ફળમાં કદી નથી; તું કર્મફળના હેતુવાળો ન થા; તેમ જ કર્મ ન કરવામાં પણ તારી આસક્તિ ન હોવી જોઈએ.'

એવું વિચારીને કે જ્યારે કર્મફળ મારા વશમાં જ નથી તો પછી કર્મ કરવાથી શું લાભ, કર્મમાત્રથી વિરત નહિ થવું જોઈએ.

**मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।**

**निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥५०॥** (३.३०)

'અધ્યાત્મ વૃત્તિ રાખી બધાં કર્મો મારા ઉપર નાખી, ફળની આશા અને મમતા વિનાનો તથા શોકરહિત થઈ તું યુદ્ધ કર.'

**स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।**

**कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥५१॥** (१८.६०)

'હે કૌંતેય ! અત્યારે મોહવશ તું જે કર્મ કરવા નથી ચાહતો, તે જ કર્મ તું વિવશ થઈને સ્વભાવવશ કરીશ.'

**यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।**

**मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥५२॥** (१८.५९)

'અહંકારને આધારે તું જે એમ માને છે કે, 'હું નહિ લડું' પણ એ તારો નિશ્ચય મિથ્યા છે; કારણ કે તારો સ્વભાવ જ તને યુદ્ધમાં બળાત્કારે પ્રવૃત્ત કરશે.'

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**

**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ।।५३।।** (૧૮.૬૬)

'સર્વ ધર્મ (કર્ત્તવ્ય-અકર્ત્તવ્યની ચિંતા) છોડીને તું એકમાત્ર મારાં શરણમાં આવ; હું તને સર્વ પાપોથી મુક્ત કરી દઈશ, તું શોક ન કર.'

પાપોથી મુક્ત શી રીતે કરી દેશે ? ઈસુ ખ્રિસ્તની જેમ પરમેશ્વર બીજાનાં પાપો કદાપિ પોતાની ઉપર લઈ શકતો નથી, કારણ કે ગીતામાં જ અગાઉ સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું છે : **'नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।'** (૫.૧૫) અર્થાત્ સર્વવ્યાપક ઈશ્વર કોઈનું પાપ કે પુણ્ય લેતા નથી. **'अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम्'** તથા **'नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि'** જેવા સર્વશાસ્ત્રાનુમોદિત સિદ્ધાંતની ઉપસ્થિતિમાં ઈશ્વર દ્વારા બીજાનાં પાપ મુક્ત કે માફ કરી દેવાં એ તદ્દન અસંભવ વાત છે. જો ઈશ્વર પણ આવું કરવા માંડે તો સંપૂર્ણ ન્યાય-વ્યવસ્થા જ ચોપટ થઈ જાય. અને જો અપવાદરૂપે પણ ઈશ્વર અર્જુન માટે પોતાનો નિયમ શિથિલ કરી દે, તો તે પણ સગાવાદના પક્ષપાતનો દોષી સિદ્ધ થાય છે; કારણ કે અર્જુન, કૃષ્ણની ફઈ કુંતીનો પુત્ર હતો. તો પછી શ્રીકૃષ્ણે આવું શા માટે કહ્યું ? અમારું માનવું છે કે આ પણ બીજા અનેક પ્રસંગોની જેમ શ્રીકૃષ્ણની એક મુત્સદ્દી ચાલ જ હતી. લાંબી લાંબી વાતો કરવાનો તો અહીં અવસર જ ક્યાં હતો ? એવી વિષમ પરિસ્થિતિમાં વાતને ટૂંકમાં જ સમાપ્ત કરી, અર્જુન નિશ્ચિંત થઈને યુદ્ધમાં લડે તે માટે જ તેમણે આમ કહી દીધું. ત્યાર પછી શ્રીકૃષ્ણે પૂછ્યું :

**कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।**

**कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ।।४८।।** (૧૮.૭૨)

'હે અર્જુન ! શું તેં મારી વાત એકાગ્ર ચિત્તે સાંભળી ? અજ્ઞાનને લીધે જે મોહ તને થયો હતો તે શું નાશ પામ્યો ?'

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।**

**स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव ।।५५।।** (૧૮.૭૩)

'હે અચ્યુત ! આપની કૃપાથી મારો મોહ નાશ પામ્યો છે અને મને મારા કર્ત્તવ્યનું સ્મરણ થઈ ગયું છે. હવે સંશયરહિત થઈ હું ઊભો છું અને આપનાં વચન પ્રમાણે કરીશ.'

संजय उवाच । સંજય બોલ્યો :

**इत्यदं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।**

**संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम ।।५६।।** (૧૮.૭૪)

'એ પ્રમાણે મેં મહાત્મા શ્રીકૃષ્ણ અને અર્જુનનો આ અદ્દ્ભુત રોમાંચક સંવાદ સાંભળ્યો.'

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।**

**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ।।५७।।** (૧૮.૭૮)

'જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે અને જ્યાં ધનુર્ધારી અર્જુન છે, ત્યાં લક્ષ્મી, વિજય, ઐશ્વર્ય અને અટલ નીતિ છે, એવો મારો મત છે.'



## • સ્વામી વિદ્યાનંદજીની પ્રસિદ્ધ કૃતિઓ •

सत्यार्थभास्कर
(મ. દયાનંદ રચિત સત્યાર્થપ્રકાશનું વિસ્તૃત ભાષ્ય, ૧૯૦૦ પૃષ્ઠમાં)

भूमिकाभास्कर
(મ. દયાનંદ રચિત ઋગ્વેદાદિભાષ્યભૂમિકાનું વિસ્તૃત ભાષ્ય, ૧૭૦૦ પૃષ્ઠમાં)

संस्कारभास्कर
(મ. દયાનંદ રચિત સંસ્કારવિધિનું વિસ્તૃત ભાષ્ય)

अनादि-तत्त्व-दर्शन

वेद-मीमांसा

अध्यात्म-मीमांसा (અથવા ईशोपनिषद-रहस्य)

आर्यों का आदि देश और उनकी सभ्यता

प्रस्थानत्रयी और अद्वैत वेदान्त

तत्त्वमसि

द्वैतसिद्धि

आर्ष-द्रष्टि

आर्यों का आदि देश (લગભગ તમામ પ્રાંતિય ભાષાઓમાં અનૂદિત)

चत्त्वारो वै वेदाः

बाग़ी दयानन्द

भारत-भाग्यविधाता दयानन्द

On The Vedas

The Brahmasutra - A new approach

The Anatomy of Vedanta

Vedic Concept of God

Ishopnishad - A Study in Ethics and Metaphysics

The Riddle of Life and Death

Aryavart - The Original Habitat of Aryans

Dayananda - Architect of Modern India

The Gospel of Swami Vivekananda

The Age of Shankara, વગેરે

# લેખક-પરિચય



સ્વામી વિદ્યાનંદ સરસ્વતી વૈદિક સિદ્ધાંતોના મર્મજ્ઞ વિદ્વાન, ગંભીર ચિંતક, યશસ્વી લેખક તથા કુશળ વક્તા છે. સંસ્કૃત સાહિત્યમાં વૈદિક, જૈન તથા બૌદ્ધ આચાર્યો દ્વારા સ્થાપિત સૂત્રાત્મક દર્શનશાસ્ત્રની પરંપરાનું આધુનિક કાળમાં પ્રતિનિધિત્વ કરવાનું શ્રેય સ્વામી વિદ્યાનંદજીને જાય છે. સ્વામીજીની પ્રતિપાદન શૈલીનું આગવું જ વૈશિષ્ટ્ય છે. વેદ, ઉપનિષદ્, દર્શન, સૃષ્ટિવિજ્ઞાન, ઇતિહાસ અને રાજનીતિ આદિ વિષયો પર તેમણે સંસ્કૃત, હિંદી અને અંગ્રેજીમાં લગભગ ૪૦ જેટલા મૌલિક-પ્રામાણિક-બૃહદ્ ગ્રંથોની રચના કરી છે. તેમના અનેક ગ્રંથો કેન્દ્ર તથા રાજ્ય સરકારો તેમ જ વિવિધ સ્વયંસેવી સંસ્થાઓ દ્વારા પુરસ્કૃત થયેલ છે. સ્વામીજીએ મહર્ષિ દયાનંદના સત્યાર્થપ્રકાશ વગેરે યુગાંતરકારી ગ્રંથો પર પ્રૌઢ વ્યાખ્યાગ્રંથો લખવાનું અભૂતપૂર્વ કાર્ય કર્યું છે. ઉચ્ચ કોટિના અનેક વિદ્વાનો તથા પુરાતત્ત્વવેત્તાઓએ સ્વામીજીની વિદ્વતા અને કૃતિઓની પ્રશંસા કરી છે.

પૂર્વાશ્રમમાં પ્રિન્સિપાલ લક્ષ્મીદત્ત દીક્ષિતના નામથી પ્રસિદ્ધ સ્વામી વિદ્યાનંદજીએ ૫૦ વર્ષો સુધી શિક્ષણક્ષેત્રમાં કાર્ય કર્યું છે. લગભગ ૨૦ વર્ષો સુધી તેઓ ડિગ્રી અને પોષ્ટ-ગ્રેજ્યુએટ કૉલેજોમાં પ્રિન્સિપાલ રહ્યા અને કેટલાક સમય સુધી ગુરૂકુળ વિશ્વવિદ્યાલય વૃંદાવનના આચાર્ય પદને પણ સુશોભિત કર્યું. તેમનાં પુરૂષાર્થ, યોગ્યતા અને સેવાઓની કદર રૂપે રાષ્ટ્રપતિએ તેમને પંજાબ યુનિવર્સિટીના ફેલો તરીકે પસંદ કર્યા. સ્વામીજી વર્ષો સુધી ગુરૂકુળ કાંગડી વિશ્વવિદ્યાલયની સેનેટના અને તેની અનેક ઉચ્ચસ્તરીય સમિતિઓના સભ્ય રહ્યા છે. પંજાબ, હરિયાણા, દિલ્હી તથા ઉ.પ્ર.ની અનેક ધાર્મિક, સામાજિક, સાંસ્કૃતિક અને શૈક્ષણિક સંસ્થાઓ સાથે તેમનો ઘનિષ્ઠ સંબંધ રહ્યો છે. કર્મઠતા, પવિત્રતા અને વિદ્વતાની મૂર્તિ જેવા આ ૮૫ વર્ષીય સંન્યાસી હાલમાં ડી-૧૪-૧૬, મૉડલ ટાઉન, દિલ્હી-૯ ખાતે નિવાસ કરે છે.

– પ્રકાશક